# ઢોંગ-સોંગ વાર્તામાળા.

## નંબર ૧

મી૦ કાબરાજી-રફીક-ભાગળ્યા-મશારેક અને મીસ શીરીનની
ચુટી કહાડેલી ૧૨ વારતાઓનો સંગ્રહ.

( કીમત [illegible] આના )

છાપી પ્રગટ કરનાર.

દીનશા એદલજી કરકરીઆ.

માણેક પ્રિન્ટીંગ પ્રેસ-[illegible]

આ હોંગ-સોંગ "વાર્તામાળા"માં બે વાર્તા બમનજી નવરોજી કાબરાજીએ કોટ પીયર રોડ ફુરસદ ઓફીશમાથી લખી છે. પાંચ વાર્તા મી૰ "મસરૂફ" તે શેરાબ શેહરીયાર ઇરાણીએ ક્રાફરડ મારકીટના પોતાના બગીચામાંથી લખી છે. મી૰ "રફીક" તે ડોસાભાઈ ફરામજી લગડાનાએ ધોબી તળાવ પ્રિન્સેસ સ્ટ્રીટ એનજીનીયર બીલ્ડીં-ગમાથી લખી છે. મીસ "શીરીન" તે શીરીન નવરોજી પાવરીએ નવસારી દસ્તુર-વાડમાથી લખી મોકલી છે. ત્રણ વાર્તા દીનશા કુવરજી ભાગલ્યાએ નવસારી ગુલશન ઓફીસમાથી લખી મોકલી છે. આ સઘળી બાર વાર્તાઓ દીનશા એદલજી ફરકરીઆએ મુમબઇ ચાટરોડ ટ્રામ ટરમીન્સ ત્રીભોવનદાસ બીલડીંગમાં આવેલા પોતાના "માણેક પ્રીન્ટીંગ પ્રેસ"મા પોતાને માટે છાપીને ઉપલેજ ઠેકાણેથી પ્રગટ કરી.

જાણીતા ઝવેરીઓ

# બી. જોસીની કુંપની.

અપ-ટુ-ડેટ જમાનો ત્યારે અપ-ટુ-ડેટ

ફેશન કેમ નહી?

યુરોપીયન—પારસી—હીંદુ અને મોહમેદન ફેમીલીની

નવી નવાઇ શું?



નવું નામ છે — સારૂં કામ છે.

જ્યારે હાથ સોભે તેવી બ્રસલેટ નહીં હોય—આંગળી સોભે તેવી વીંટી નહીં હોય—ગળું સોભે તેવી સાંકળી નહીં હોય—કાન સોભે તેવી બુટી નહીં હોય—નાક સોભે તેવી નથ નહીં હોય—પગ સોભે તેવા વારા નહીં હોય તો આજની અપ—ટુ—ડેટ ફેસન કેહવાયજ નહીં. પાયધુની પર બારીઆ બીલ્ડીંગમાં જાઓ ને મનને ગમતા સુના રૂપાના અને હીરા માણેકના દાગીના ખરીદો એવી અમારી સલાહ છે.

## બી. જોશીની કુંપની

બારીઆ બીલ્ડીગ પયધુની—મુંબઇ.

# પેંડા બરફી ખાવાના ઘેરફાયદા.



સા પાનાચદ ને સા ચીમનદાસ બેઉ નાનપણથી દોસ્તી રાખતા હતા, ને બેઉ જણા કમાઉ પુત હતા, તે બેઉ જણને જાત જાતની મીઠાઇ ખાવાનો જબરો સોખ હતો ન્યાતમા જમણવારામા જાય ત્યા' મીઠાઇ મલે ત્યા સુધી દાળ ભાતને હાથ લગારે નહી તે બીચારાઓને ખબર તો કયાથી હોય કે ઘણી મીઠાઇ સાકર વીગેરે ખાવાનુ બહુ નુકશાનકારક છે પણ તે ખાઇને સોજા ટુથ-પાઉડરથી દાત સાફ નહી કરે તો દાત ઢુલા થાય ને સડો લાગી મો વાસ મારે, ૪૦-૪૫ વરસ તો તગુમગુ ચાલ્યુ પછી બેઉના દાતમા ભારે દૂખ થવા માડયુ કોઇકોઇવાર તો એટલુ દુખે કે મોઢુ ઉઘાડી બોલાએબી નહી તે હાલતમા ચીમનદાસ એક દીવસ ઓફીસમા ગયા ત્યા તેઓની પડાસમા બેસનાર એક પારસી ક્લારકે પુછયુ કે ભાઇ તમોને શુ છે ? તો ઇશારતથી જવાબ આપ્યો કે પેટા બહુ ફુલી ગયા છે, ને દાત બહુ દુખે છે મો ઉઘાડાતુ નથી કાવસા જેઆ કપની ભરતીમા હતા તેઓએ તેનુ મો ઉઘડાવીયુ તો જોઇ લો ખરાબ વાસ, અરે તારૂ ભલુ થાયરે ચીમન-કોઇ દીને દાતણ પણ કરે છે કે નહી ? ચીમનદાસ તો ઉશ્કેરાઇને ઉકમાઇથી બોલ્યા કે રોઝ દાતણ કર્યા વગર તે કેમ ચાલે તે પણ વેલાતી ટુથ પાઉડરથી કરૂ છુ જુઓ મારા દાત સફેદ દુધ જેવા છે તો કાવસાભાઇ હસી પડયા અરે ભલા માણસ ચુલામાની રાખ, કે કોલસા વાટીને લગાડે તો તેથીબી દાત સફેદ થાએ, પણ દાત અને મોઢામાનો રોગ કેમ મટે, જુઓ મારા દાત કેવા મજબુત અને સોભીતા છે તો ચીમનદાસ બોલ્યા કે તમારા દાત તો બનાવટી કરી બેસાડેલા દીસેચ, ૬૫ દીવાળી તો તમો વતાવી ગયા છો. ને ખુદરતી દાત આવા સરસ કેમ રહે ? કાવસાભાઇનો હવે મીજાજ ગયો ને છછની પરી બોલ્યા કે "તારા બાપના દાત બનાવટના મુકેલા હોશે, ચીમનદાસ ખરખર હસી પરી બોલ્યા કે મારા બાપ તો ફીએ દીનના ગુજરી ગયા છે તો કાવસ બોલ્યો કે તેને દાતની જતન રાખવી કેમ નૈ કયો ટુથ પાવડર વાપરવો તે માલુમ નહી હોશે, તેથી જલદી મરી ગયા હોશે, દાત સાબુત રાખવાની જતન કરવી જોઇએચ, દાતના લગારવાનો પાઉડર કીયો સારો ને ફાયદાકારક છે તેની પહેલા તપાસ તથા પુછ-પરછ કરીને ખરીદવો, ને તેથીજ સવાર સાજ દાતન કરો કે દાતને સરો લાગે નહી, દુખે નહી પાગમા પરૂ કે પાણી ભરાઇ મો વાસ મારે નહી ને દાત સદા સાબુત ને મજબુત રહે " તો ભાઇ કીઓ પાઉડર તમો વાપડા છો તે કહોને તેવોજ પાઉડર મને લાવી આપો લો આ રૂપીઓ ૧ કાવસા કે ભલા માણસ એ બધુ રવા દેને (**Hawkinson's Dental Powder**) હોકીન્સનના ટુથ પાઉડર વાપર એટલે સરવે તારી બલા દૂર થઇ જશે દર શીશીની કીમત ફક્ત આના છ બેસશે તારી નજદીકની કોઇ દુકાન ઉપરથી નહી મલે તો **ક્રાફર્ડ મારકીટની સામે-- બરજીસ કુંપની** દવાના વેપારીને-ત્યાથી મગાવજે તે વાપર્યાથી તારા દાતનુ દુખ ટલી જશે પેઢામાનુ પાણી ને પરૂ જેબી હોશે તે નીકલી જઇ કે દાટ અટકાવશે મોઢામાનો ખરાબ વાસ નાબુદ થાશે, ને તુ સાજો તાજો થઇ પાછો જુવાન જેવો બની જશે ને દીનથી ચીમનદાસ હોકીન્સનનો ટુથ પાઉડર વાપરવા લાગ્યો ને હાલ તેઓના દાત નીરોગી, ને સાબુત છે, બીચારા પાનાચદને દુખ થયુ ને નહી ખમવાથી ગામ ગયા-જાતરા કરવા પણ ત્યા તો એઓના સર્વ દાત મોટી જાતરાએ ગયા છ મહીના રહીને જ્યારે પાછા આવ્યા ત્યારે જોઇ લેવો પાનાચદનુ કોઢુ'



# ખુલાસો.

ઢોગ-સોગ વાર્તામાળા નાં ૧ આજે વાચનારની સનમુખ રજુ થાય છે, આ ઢોગ-સોગ વાર્તામાળામા કાઇ ગફલત થઇ હોય તો તે દરગુજર કરી ચલાવી લેશોજી ઢોગસોગ ચોપાન્યાને મદદ કરવા હમોને જે વીચાર આવ્યો તે પહેલો એ હતો કે હમારા ઢોગ-સોગ ચોપાન્યામા લખનારા જાણીતા લેખકોના લખાણો કોઇબી કીસમે સાચવી રાખી સોખીન વાચનારાઓને સસ્તે દામે આપી દેવા હમો કાંઇક ગફલતમા હતા કે આ વાર્તા-માળાની ખપતી થશે યા નહી ! પણ પરિણામ હમારી તરફેણમા આવ્યુ છે, એવી અગાઉથી હમુને ખબર હતે તો આ વાર્તામાળા ચોપડીના રૂપમા પહેલાથી બનાવતે પણ અમુક બહુ થયલુ હોવાથી ફરીથી બીજી નીકલનાર ઢોગ-સોગ વાર્તામાળા ના૦ ૨ રૅાયલ સોળ પેજી કાગળ ઉપર છપાશે અને તે પાકો બાઇડીગનુ દલ-દાર પુસ્તક પ્રગટ થશે

**અધિપતી ઢોંગ-સોગ**

**એપ્રિલ ૧૯૧૪**

# કાવત્રાંખોર કાકો!

## એક ટુંક વારતા.

(લખનાર—"મશરેક")

### પ્રકરણ ૧ લુ.

### ઈસક.

કેહેવામા આવે છે કે "પ્યાર આધળો છે," લેકીન બરોબર ખ્યાલ કરીને જોશો તો પ્યાર પોતે આધળો નથી પણ બીજાને આધળા કરે છે!

મહારૂ નામ નવાબ તાજુલમુલક છે મહારા અમીરી પેદરને બે બેટા હતા, જેમાનો હુ નાનો છોકરો છુ ચઉદ વરસની ઉમરનો હુ થયો ત્યારે મહારા પેદરે મને દેલ્હીની સ્કુલમા મોકલાવ્યો કેમજે મને હવે ચહડતા પ્રકારની કેળવણી લેવાની હતી

દેલ્હીમા ગયાને મને થોડો વખ્ખત થયો નહી, તેટલા મહોબતના સપાટામા હુ સપડાઇ ગયો અને એક ખુબસુરત છોકરીના પ્યારમા પડયો. તેણી મહારીજ ઉમરની હતી—એક છોકરી—જુવાનીના રોહ તરફ ધસતુ એક બચ્ચુ—પણ, અરે, કેવી પ્યારી!

તે છોકરી નહી હતી—ગોયા પરસતાનનુ એક બુલબુલ હતુ!

તેની બલુ આખો મહારી આખને પોતાની તરફ ખેંચી લેતી હતી, તેના પરવાળા સમાન હોઠ અને મોતી જેવા દાત મહારી હોશને ફરામોશ કરતા હતા, અને તેનુ ગોરૂ બદન મહારી સુધી બુધી ખેચી—લેતુ હતુ! એવી તે મહારી પ્યારી મનુમા હતી

મનુમાની માદર વીધવા હતી, અને તે વીધવા હસીનાની એકની એક પુરી છોકરી તે મહારી દીલબર—પયારી મનુમા ગોયા અકલને હયરત કરે તેવી નાઝોઅદા ધરાવતી હતી તે મા દીકરી ગરીબ હતા અને મહારી પાઠશાળાથી એક માઇલ દુર વસતા હતા

મહારી પાઠશાળા આગળથી પસાર થતા તે મા દીકરીને મે ઘણીવાર જોયા હતા—અને હુ તે હુરીને ઘણાજ ધ્યાનથી જોતો હતો, તેની તરફ ખેચાઇ ગયો હતો તેના પયારમા સરબસર સપડાઇ ગયો હતો—"આહા! મનુમા, પયારી મનુમા વહાલી મનુમા, તુ કયારે મહારી થશે" એ શબ્દો કઇ સેકડો વખત મહારા મુખમાથી બહાર પડી ચુકયા હતા. અને તે બોલી રહયા બાદ એક લાબો નીસાસો મહારી છાતીમાથી નીકળતો

હુ એક હીમતવાન છોકરો હતો, અને જયારેબી ફુરસદ મલતી કે મયદાનોમા નીકલી પડતો એક દીવસે મહારી છુંદીના

વખતમા ચાલતો ચાલતો હુ એકાત મહો-લ્લામા આવેલા મનુમાના ઘર તરફ ગયો અને ત્યા મહારા નસીબ સંજોગે ઠીક તક મહારે હાથ લાગી ગઇ મહારા મનમા ચીતેલી મહારી માશુક એક કુતરાથી બીધેલી ઉભી હતી અને એક છેડાયલો કુતરો તેના આગપર ધસવાની લાગ જોતો ભસતો હતો, એક પથ્થર ઉચકીને મે તે કુતરાપર ફેંકયો, બીજા બેચાર પથ્થર મારયા અને કુતરો બીધેલી મનુમાને છોડીને નાસી ગયો આહ ! તે વખતે મારા હાથોમા પ્યારી મનુમાને પકડી તેની બલુ આખ સાથે મારી આખ મેલવવામા હુ કેટલો બધો ભાગ્યશાળી બન્યો હતો

આભાગના ઉભરા તળે દબાયલી મનુમાએ મને પોતાની માદર આગળ લઇ જવા કહયુ, પણ મે ના પાડી થોડા દીવસ પછી જ્યારે હુ બીજીવાર પ્યારી મનુને મળ્યો ત્યારે તેણી પોતાના હાથે બનાવેલા નાના બગીચામા એખલી ફરતી હતી

અઠવાડીયામા બેથી ત્રણ વખત હુ મનુને મલતો, તે જાણતી હતી કે હુ ત્યાની પાઠ-શાળામા ભણતો હતો કદીબી તેણીએ મને વારવાર તેના ઘર તરફ જવા વીશેનો સવાલ કીધો નહી અને એ રીતે અમો બેઉ કોઇની બી જાણ વગર મહીનાઓના મહીના સુધી મલતા થયા, અને અમારી છાતીમાનો પ્યાર વધુ જોસમા ઉભરયો

તે પછી મને ગરમીની રજા મલી અને હુ ભારે દીલે મારા પેદરના મેહેલમા ગયો–ત્યા મારી મનુમાના કાગળ છુપેથી મલતા હતા, અને તે જેમ મને હજુ સમજતી અને ચાહતી હતી તેમજ એક સાધારણ માણસ સમજીનેજ કાગલપર સરનામા કરતી હુ એક નવાબઝાદો હતો, તેની વીગત મે છુપી રાખી હતી એટલે ગરીબ મનુમા શુ જાણે કે અદબો અદાથી તેણીને સરનામા કરવાના હતા એ મોહકાણુને સબબે તો એક વખત તેનુ એક કાગળ બીજા હાથમા જતે અને મારી ફજેતી થતે, પણ જે સમયસુચકતા મે વાપરી હતી તેથી મહારો ભેદ અમીરી મેહેલમા છુપોજ રહી શકયો હતો

મારી રજા પછી હુ પાછો પાઠશાળામા ગયો, અમારી મહોબ્બત ભગેલી પણ ઉડતી મુલાકાતો વારવાર થતી ગઇ અને એ અર-સામા બે વરસ ખલાસ થઇ ગયા

મારા સોલમા વરસપર મારે પાઠશાળા છોડી દઇ મેહેલમા કેળવણી લેવી એવી મત-લબનો ખત મારા પદર તરફથી આવ્યો જે વાચીને હુ બહુ દલગીર થયો, અને તેજ દીવસે તે કાગળ લઇ હુ ડચકા ખાતી છાતીએ મારી પ્યારી મનુમા આગલ ગયો

તે પ્યારી ઘણુ ઘણુ રડી પડી

મે મારા પ્યારને વળગી રહેવા સારૂ તેને બહુ બહુ સમજાવ્યુ અને હવે હસીનાને અમારા પ્યારની વાતથી વાકેફ કરયાનો અમો બેઉએ વીચાર કીધો અમે બેઉ તે નીધરાની આગળ ગયા—અમો બેઉ તેના પગપર પડયા અને અમોએ અમારી મહોબતની વાત ખુલ્લી કીધી

પહેલા તો તેણી ચીરડાઇ, ગણ પાછળથી જ્યારે અમારા બેઉના દીલ તેણે વાચ્યા ત્યારે તેણીએ અમોને માફ કીધા–અમારી સાથે મીઠાશથી વાત કીધી–અને અમારા પ્યારને ટેકો આપ્યો

મારા તરફ હસીનાનો ચાહ વધારે ખેચવા મે મારી હાલત હવે કહી દીધી મ્હારી પ્યારી

મનુમા અજબ થઇ, પણ હસીનાપર મે ધારયુ હતુ તેના કરતાં જુદીજ અસર થઇ! કારણ કે તે ખરા દીલથી કહેવા લાગી કે તેના સંસારી દરજ્જા કરતા મ્હારા પેદરનો દરજ્જો ઘણોજ મોટો હતો અને તે તફાવત વચ્ચે તે માલદાર અને મુફલીસ કુટુંબો સાથે જોડાઈ જાય તે મુશ્કેલ હતુ

મે હસીનાને ઘણી સમજાવી, અને જ્યારે મે તે વાતની જતાને વાર મારા પેદરને ખબર કહી તેનણુને લલચાવી લેવાનુ કહયુ ત્યારે જરા હસીના ઠંડી પડી

છુટા પડતી વખતે અમે બેઉ પ્યારાં એક મેકને મલ્યા, અને અમારી છાતીમાથી ડચકા નીકલવા લાગ્યા

" પ્યારા તાઝ, તુ તારા કોનથી ના આવનો બાઝ " મારી મેહબુબ આખમા પાણી લાવીને બોલી

' મનુમા! પ્યારી મનુમા-વ્હાલી મનુમા, મારી જીગરજાન મનુમા, તુ બેફીકર રહેજે " મે તેણીનુ માથુ મારી છાતીમા દાબતા કહયુ

" વ્હાલા જાન " મનુમા કરગરીને બોલી " વ્હાલા તાઝ, યાદ રાખ કે તુ એક નવાબનો બેટો છે અને માલદાર નવાબ એક મુફલીસને પોતાની વહુ કરવા સામે ફીટકાર કે કશે— નફરત નાખશે-ધીક્કારશે, અને પોતાના પગની ખાક સમજશે-તુને મારા પ્યારથી ખુચવી લેશે-લુટી લેશે મને ને તુને જુદા કરી દેશે "

" નવાબ મને ને તુને જુદા કરશે તો હુ અને તે જુદા થઇશુ, નવાબ મને તારી પાસેથી લુટી લેશે તો હુ મારા દીલનો શીકાર કરીને તેને તારા જીગરમા મુકી દેવશ, નવાબ મને તારા પ્યારથી ખેચશે તો હુ પરવાનો બની જવશ-મારા પ્યારને પાછો જીતશ-મારા તુ પ્યારા ચેરાગની ઉપર જલી જલીને જાન દેવશ." મે મનુમાનુ માથુ પસવારતા—જોરસાથી કહયુ. "વ્હાલી મનુમા! તારે ખાતર હુ અમીરી દબદબાની દરકાર નહી કરશ, તારે ખાતર હુ નવાબી દરજ્જાને ઠોકરે મારશ, તારે ખાતર આએ મારો પ્યારો દીલદાર તાઝુલમુલક પોતાની દઉર ખોહશે, દમામ ખોહશે, નવાબી તઉર ગુમાવશે, અમીરી લેબાશ ફેકી દેશે ગોયા જાનબી અગરજો—આપવો પડશે તો આએ જાન તારીપર કરબાન કરશે '

---

## પ્રકરણ ૨ જું.

### કાવતરૂ.

હુ મારા બાપના પગપર પડ્યો, મે મારી અને મનુમાની મોહોબત વારતે મારા પેદરને કહયુ અને મે ધારયુ કે તે મને માફ કરશે, પણ જ્યારે મે તેના ચહેરા તરફ જોયુ ત્યારે તે પેદર ગુસ્સાથી લાલ થઇ ગયલો હતો

" ખબરદાર છોકરા, અગરજો એકબી હરફ એવી વાતનો બીજી વખત મારી આગળ કહાડયોછ તો ખતા ખાશે " મારા પેદરે મને દહડાવી નાખતા કહયું "હુ આજેજ તે મુફલીસ હસીનાપર કાગળ લખુ છુ કે તેણે તારા તમામ કાગલ ને ખતનો જવાબ નહી આપવો—તે ફાડી નાખવા અને તારી સાથે કશોરી સબંધ નહી રાખવો "

તે પેદર ગુસ્સાથી ચાલી ગયો!

તે પછી મારીપર સખત જાપતો રાખવામા આવ્યો, મને બહાર જવા આવવા દેવાની અંદર પણ સખતાઇ વાપરવામા આવી અને હુ મારી વ્હાલી મનુને ખાતર

રડી રડીને બેઝાર થઇ ગયો.

ઓ મારી ગરીબ મનુ!

બે વરસ પસાર થઇ ગયાં, તે અરસામાં છુપેથી મે ઘણુંએ કાગલો મારી મનુ અને તેની માદરપર લખયાં પણ તેનો એકબી જવાબ મારીપર નહી આવ્યો! એ બે વરસમાં હું ઘણું શીખયો, મને સારી કેળવણી મળી અને હું પદવીને લાયક થવા જેવો હુશીયાર થયો.

મગર એક બનાવ બન્યો. મારા અઢારમે વરસે મારો વડો ભાઇ એકાએક મરણ પામ્યો અને તેના ગુજરવાથી મારા પેદરની પછી હુ નવાબનો દરજ્જો મેળવીશ તેની ખબર મને થઇ.

મારા ભાઇને દફનાવવાની ક્રીયા ખતમ થવા બાદ મને ઘણુ આસુઓ વચે મારા પેદરે પોતાની પાસે તેડીને કહયુ "દીકરા, તુ હવે એકપુરો છે અને તારેથી મને છુટા પડવા ગમતું નથી-લેકીન તુ દુનીયાદારીથી બેનસીબ રેહે તેના કરતા તો હું તારો થોડા વખતનો જુદાપો ખમી લઇશ-જા, તુ કાલથી મુસાફ્રીએ જા, દુન્યા જો, શીખ, પાવરડો થા અને નવાબનો દરજ્જો મેલવવાને લાયકનો આદમી બન" તેણે મારા ભાઇના ગમના આસુ નુછતા વધારયુ "જા-સ સાર મ ડળમાં ભેલા, લેકીન યાદ રાખજે કે દરજ્જાને ઉતારી પાડનારી પેલી હલકી વાતથી બાઝ આવજે"

"કેઇ હલકી વાત, પેદર?" મે પુછયુ

"પેલી કોઇ ગરીબ મુફલીસ હસીનાની છોકરી મનુમાની સાથે સાદી કરવાની વાત"

મે સર નમાવ્યુ-મારા પેદર મારા માથાપર હાથ મુકીને ગયા અને હુ મુસાફરીની ગોઠવણમાં પડયો.

હું મુસાફ્રીએ નીકલ્યો-પહેલું મારૂ કામ મારી વ્હાલી મનુમાને મલવાનું હતું. હું દેલ્હી ગયો. મારી છાતીના ધબકારા હું હજુબી ભુલતો નથી. હું વ્હાલી મનુના ઘર તરફ દોડયો, તેણી ત્યાં ઉભેલી હતી-પણ તેણી દલગીરીમા ગરકાવ હતી.

હુ દોડયો-હું મનુ તરફ ઉડયો—એક પલમા તેણીને મે મારી છાતીમા દાબી દીધી અને વ્હાલી-પ્યારી મનુ તે છાતીમાં ડચકાં ડચકાએ રડી પડી

ખુબ રડયા પછી તેણીએ ખુલાસો આપ્યો

હસીનાને ગુજરી ગયાને આઠ મહીના થયા હતા, મનુમા કોઇ બુઢી નોકર સાથે રહેતી હતી. નવાબના ઠઠડાવી નાખનારા કાગલથી મરહુમ હસીનાએ મનુમાને કસમ આપયા હતા કે તેણીએ મારા કાગલ વાચ્યા વગર એમના એમ ફાડી નાખવા

બે વરસના અરસામા મારી મનુ એક ખરેખરી સ્ત્રી બની હતી અને તેની જુવાની તેના પુર બહારમા હતી ઓ, હુ કેવી તેણીને ચાહતો!

હુ દેલ્હીમા છુપાં નામથી રેહવા લાગ્યો કારણ કે હું બીહતો હતો કે રખેને—ફસી જાઉં—અમારો પ્યાર વધારે અને વધારે મજબુત થયો અને આખરે હુ એવા ઠેરાવપર આવ્યો કે મારા પેદરથી છુપાછુપ મારે મારી વાહલી મનુ સાથે લગનના ગાંઠથી જોડાઇ જવુ

અમો લાહોર છુપાં નામ તળે ગયા, પેલી બુઢી નોકરને દેલ્હીનુ ઘર સોપતા ગયા અને લાહોરમા અમો બેઉ જણા લગનના પવીત્ર ગાંઠથી જોડ ઇને માટી બઇયર થયા.

મેં લાહોરથી મારા પીતાપર મારી ખબર અંતર લખી, પણ મારે મનુના લગનની વાત બીલકુલ છુપીજ રાખી.

હજુર તો લગનને થોડા દીવસ ગયા નહી તેટલામાં મારીપર તાર આવ્યો, મારા પેદર ઘણા બીમાર પડી ગયા હતા અને તે તારમા મને એકદમ બોલાવવામા આવેલો હતો

ટુંક વખતમાં મનુથી છુટા પડવાને લીધે મને ઘણુ લાગ્યુ—પણ હુ લાચાર હતો હું તેણીને પાછી તેણીના ઘર દેલ્હી લઇ ગયો, ત્યા પેશી બુઢી ઓરત આગળ તેણીને રાખી, તેણીને ઘણો ઘણો દીલાસો દીધો અને રડતી આખો તથા ડચકા ભરેલી છાતી સાથે અમે છુટા પડયા

છુટા પડતી વખતે મે મારી વ્હાલી ધણી-આણીના બાલના ગુચ્છામાથી એક નાનો ગુચછો કાપી લીધો, અને મારા રસ્તા દરમ્યાન મે વારમવાર તે ગુચ્છાને ચુમીઓ લીધી

વળી એવી ગોઠવણ કરવામા આવી હતી કે અમારા લગનની વાત છુપીજ રાખવી, અને મનુએ પાતાના બાપીકા નામના જોડાણ સાથેજ અસલની માફક રહેવુ

ત્યારે અમો બેઉ છુટા પડયા, અને હુ મારા પેદરના મહેલમા આવ્યો

મારા પેદર બહુજ બીમાર થઇ ગયા હતા

સરવે કહેતા હતા કે તેવણ મોતને બીછાને હતા અને જે સરવે બનાવ બનતો હતો તેથી મારા પેદર નાવાકેફ હતા કેમજે તેવણની સામે જેબી થાય કે બને તે જાણી શકવાની સુધીમા તેવણ હતા નહી

મારા પેદરના મહોતના બીછાણા આગળ મારા કાકા ઓસમાનજગ હાજર હતા હુ મારા કાકાને તે વખને ઘણો થોડો પીછાણતો હતો, પણ હાલમા બરોબર પીછાણુ છુ કે તે કેવો નમુનેદાર આદમી હતો

તેણે મારા માથાપર હાથ પસવારયો, મારી સાથે માયાથી વરતયો, તે મારી સાથે એટલો બધો તો હલી ગયો કે મે—તેની આગળ મારી છુપા વાત-મારી પ્યારી મનુમા સાથનાં મારા છુપા લગનની વાત-કહી દીધી

તે કાકાએ મને પાછો પસવારયો તેણે મારા લગન તરફ ઘણી ખુશી બતાવી, તેણે રાજી થવાના ઘણા ઘણા ચાલા કીધા અને તેથી મે મને પોતાને તેની આગળીપર નાચવા દીધો

મે મેહેલમા તેને વાસ્તે ઘણુ કીધુ તેના દરજજા કરતાબી વધારે માન અકરામની હદપર હુ ગયો, તેની સાથે ઘણી માયા કરવા લગ્યો-તે મારી સાથે બહુ દીલલગી કરવા લાગ્યો અને હુ તે મારા કાકાથી બહુજ ખુશી થયો

મેહેલમા આવ્યાની ચોથી રાતના જયારે મારા પેદરની હાલત કઇક સુધરતી જણાતી હતી ત્યારે મારા પોતાના એકાત ઓરડામા મધ્ય રાત્રે ચાર આકાર દાખલ થયા

મને પકડવામા આવ્યો-મે ઘણી અછાટ-પછાટ કીધી-મારા માથાપર લાકડીનો એક ફટકો મારવામા આવ્યો-અને જયારે હુ મહારી બેશુધીમાથી શુધીમા આવ્યો—ત્યારે મે મને પોતાને એક મેડ હાઉસમા જોયો



## પ્રકરણુ ૩ જુ'.

### છુટકારો

કોઇ પોતાને કાચનો બોલો સમજતુ, કોઇ પોતાને રાજા-પાદશાહ સમજતુ, કોઇ લખપતી હોવાનો દાવો કરતો તો કોઇ પોતાને અફલાતુન ઉસ્તાદ સમજતો એવા એવા દીવાના આદમીઓની વચ્ચે મને લઇ જઇને ગાંધી રાખવામા આવ્યો!

સીરફ કયદખાનું—આખા દીવસ દીવાના આદમીઓની વચ્ચે વસવાના બેહદ કટાળા સાથે હુ મને પોતાને ગોયા છતે મગજે બેમગ જ થતો જોતો હતો

તે લાહોરનુ એક મેડહાઉસ હતુ, જેમા ગરીબ દીવાનાઓને નહીં પણ છાદાવાલા પાગલોને રાખવામા આવતા હતા મને પણ મારા કાકા બેરૂમાનજીએ ત્યા એક દીવાના તરીકે ઠેસવી દઇ-લાગતા વળગતાઓના હાથમા સોના નાણુ સેરવ્યુ હતુ—મારા કાવત્રાખોર કાકાએ માન્યુ કે મારા પીતા જીવવાના હતા નહી, અને મને દીવાના તરીકે મેડહાઉસમા રાખીને તે પોતે મારા પીતાની પછી મારા વાલી તરીકે મેહેસુલ ઉઘરાવવા વીગેરેનો કારોબાર ચલાવી પોતાનુ ગજવુ તર કરવાનો હતો

હુ અઢાર મહીના સુધી મેડહાઉસમા રહયો! અઢાર કટાળા ભરેલા મહીના સુધી, અને તે અઢારે અઢાર મહીનામા એવો એકબી દહાડો નહી હતો જે દહાડે મે મારી વ્હાલી મનુને યાદ નહી કીધી હોય

"ઓ મનુ, તુ મને કેવો બેવફા ધારશે?" હુ વારવાર બડબડતો "પાક ખુદા શાહેદ છે કે હુ તને કેવો વફાદાર છુ—પણ શુ કરૂ કે લાચાર થઇ ગયોછ! અફસોસ, મનુ! તુ શુ કરતી હોશે? તું મને કેવો ઘાતકી નીરદય દગાબાઝ માનતી હોશે!" અને એમ બોલીને ઝાર બેઝાર રડતો અને રડી રડીને પછી તેના બાલનુ ગુચલું લઈ મારી આંખોમાં દાબી દેઇ તેને મીઠી ચુમીઓ લેતો

એક રાત્રે મે ખાબ જોયો—આહા, તે સુદર સુરત! ગોયા પરસતાન મારી આખ સામે હતુ, અને તેના ગુલાબના એક મોટા ઝાં-માથી એક ગુલાબી ફુલ ખીલ્યુ અને તેમાથી મારી વ્હાલી-પ્યારી દીલદાર મનુ બહાર—નીકળી આવી!

"મનુ" હુ તેણીને વળગી પડતા બોલ્યો "મનુ, તુ શુ કરેછ?"

પણ મનુ ખામોશ રહી

તે ખામોશ રહી તો ખરી-પણ તેની નજર મારા તરફ ટગર ટગર ટીકતી હતી અને એકદમ તેની પ્યારી આખોમાથી આસુની નદી વહેવા લાગી.

મારો જાન જળી ગયો ઓ ખુદા! મારી નાઝુક મનુ ઝાર બેઝાર રડતી હતી! "મનુ! મનુ! કાય રડેછ?" મે' પુછ્યુ

પણ વળી પાછુ તે કાંઇજ બોલી નહી

"મનુ કઇ તો બોલ" મે સમજાવી "ખુદાને ખાતર કઇ તો બોલ"

ખુદાનુ નામ સાભળતાનેવાર તેના હોઠ ઉઘડયા, પણ ઓ ખુદા! તે હોઠ તો મને ઠપકો આપતા હતા!"

"દગો? એક હુંને દગો? એક મુફલીસને દગો! તાઝ! દગો-દગો-દગો-" અને એમ બોલતાજ તેની આખોમાથી નવધાર આસુ પડયા

"મનુ-કાય મને ઠપકો આપેછ? પાક ખુદા સાહેદ છે કે મે તુને નથી દીધો"

' તાઝ! ઓ તાજુલમુલ્ક! જાણ, ઓ તાઝ! કે હું એક મુફલીસ લાચાર છોકરી છુ જેનું આએ દુનીયામાં કઇજ નહીં હતુ પણ ફક્ત ઇઝ્ઝત હતી—અને અફસોસ સદ હજાર અફસોસ! કે તે ઇઝતની ધુળધાણી થઇ ગઇછ, તે ઇઝતપર ડાઘ લાગોછ, તે ઇઝત ચોરાઇ ગઇછ લુટાઇ ગઈછ-સીરફ હાથથી જતી રહીછ."

અને પછી તે રડી.

"મનુ દપકો ના દે" મે કાલાવાલા કરીને કહયુ.

"તાઝ! યાદ રાખ, હવે જેમ મારી જેબમા એક ફુટી બદામ નથી તેમજ મારા હાથમા ઇઝતની ચાવી નથી—ઓ સગદીલ તવગરો તમો કાય મુફલીસોને સતાવો છો? કાય તે લોકની એકની એક પુરી ચીજ-ઇઝતની-બરબાદી કરો છો? બાઝ આપો, બાઝ આવો, ઓ કાતીલ દીલના સગદીલ માલદારો! તમો કોઇ ગરીબની મુફલીસ દઉલત પર હાથ ના મારો."

"ખુદાની કસમ છે-પાક પરવરદેગારના સઉગદ છે મનુ કે હુ દગાબાઝ નથી થયો શુ કરૂ હુ લાચાર છુ-આવ મનુ તુ દુર ના જા"

પણ, નહી,-મનુ તો મારાથી ખસતીજ જતી હતી

"મનુ, તુ મને નહી માનતી?-તુ મારી પાસ કાય નહીં આવતી?" મે કાલાવાલા કરીને કહયુ 'તુ મારી પાસ નહી આવતી, તો પછી અહીં આવીજ શુ કામ?"

"હા તાઝ! હવે મારા જેવી એક મુફલીસ છોકરીનું તુને શું કામ છે?"

"ખામોશ, મનુ! તુ મને ગેર ઇનસાફ કરેછ"

"તુ ગમે તે માન તુ ગમે તે ધાર પણ હુ હવે ઝુરી ઝુરીને મરશ, તારો ગમ કરી કરીને આખર થવશ, તારી જુદાઇમા રડી રડીને ખલાશ થવશ. પણ ભવીશના નવાબ! યાદ રાખ કે હું મરશ તો તારો વારસબી મરી જશે-તારા નવાબી દરજ્જાનુ તારૂં ફરઝદથી નાબુત થઇ જશે."

"મતલબ?" મેં ગુચવાઇને પુછ્યુ "મનુ, શુ બોલેછ? વ્હાલી મનુ, તું કહેવા શ માંગેછ?"

"હુ એટલુજ કહેવા માગુઝ તાઝ કે એકવારમા તારી વ્હાલીમા વ્હાલી પણ હાલમા તારી તજાયલી માશુક મનુ એ તારા વારસને આ દુન્યાની સપાટીપર છોડયોછ જે નવાબ તાજુલ મુલકનુ એક પુરૂ ફરઝદ છે"

એકાએક હુ બીછાનામાંથી કુદકો મારી ઉઠયો, મારી આખો ખુલ્લી થઇ થઇ, મેં આજુ બાજુ નઝર કીધી તો ત્યા કોઇજ નહી હતુ, પણ તે પાગલખાનાની ચાર ચાર દીવાલો ફકત દેખાતી હતી

આ સ્વપ્નાથી હુ જાણી શકયો કે મારી વ્હાલી મનૂમા બહુજ મોટા અદેશામાં હતી એટલુજ નહી પણ તે મારી વફાદાર બીબી શક લઇ જતી હતી

હા-લેકીન, આ શુ વાત છે? શુ એ ખરૂ હતુ કે મારી વ્હાલી મનુએ મારા ફરઝદનો જનમ આપ્યો હતો?

ઓ-અફસોસ! તે કાવત્રાખોર કાકાપર, ઓ-લ્યાનત! તે મુઝી સયતાનપર, તેણે એક જાનને આઝાબ પહોચાડયો નહી હતો પણ ત્રણ ત્રણ જીવોને દુ:ખના દરીયાવમાં હોમાવ્યા હતા!

લ્યાનત-લ્યાનત-લ્યાનત!

અલબત, છુટા પડતી વખતે મે મનુને ફકત ત્રણ ચાર મહીના ચાલે તેટલીજ જોગવાઇ કરી આપી હતી, તો હવે તે પોતાના બાળક બેટા સાથે ફુટી નીમની પણ મોહોતાજ હતી.

હુ ઉઠીને તેની તરફ જવા માગતો હતો, લેકીન શુ કરૂં?

આખરે તે વખતબી આવ્યો-પાગલ ખાના મા મને પુરવાને અઢાર મહીના થઈ ગયા બાદ

એક દીવસે મને પાગલખાનાના ઉપરીએ પોતાની પાસે તેડીને છોડી મુકતા કહયુ કે હું તે દીનથી છુટો થયો હતો.

મારો છુટકારો થયો–અને હુ એક ઘેલા માણસની માફક બહારની ખુલ્લી હવામા દોડયો બલકે કહો કે ઉડયો.

## પ્રકરણ ૪ થુ.



જ્યારે હુ મારા મેહલમા પોંહચ્યો ત્યારે મને માલમ પડયુ કે મારા પેદર અઢાર મહીના થયા મરણ પામ્યા હતા અને તે અઢાર મહીનાઓ સુધી મારા કાવત્રાખોર કાકાએ જેમ ગમે તેમ જુહાકી ભોગવી હતી.

લેકીન, હાલ મારો છુટકારો થયો તેનું કારણ એ હતુ કે મારો તે નીરદય કાકોબી મોતને બીછાને પડયો હતો

મને મારા કાકાએ પોતાના બીછાના તરફ બોલાવ્યો હુ તેની પાસે જવા જરાકબી રાજી નહી હતો પણ એક મરતા માણસની ઇચ્છાને નમવાનો મે ઉદાર ખ્યાલ કીધો

એવું જણાયુ કે મને મેડહાઉસમા નાખવા પછીને છઠ્ઠે મહીને ઘણી વાર જોઇ જોઇને મારી વ્હાલી મનુએ મારાપર એક કાગળ લખ્યો હતો અને તેમા તેણે માગી લીધુ હતુ કે અમારા વચેનો ભેદ જાહેર નહી કરવા હજુરબી તે થોભી જતે પણ મારી તરફથી કાઇબી ઇસારો નહી જવાના સબબે તેણીએ રખે અમે ફસી જઇએ તેની ધાસ્તી સાથે બીહતા બીહતા લખ્યુ હતું કે તે થોડા વખતમા માદર થવાની હતી

મારા નીરદય કાકાને ધાસ્તી લાગી કે રખેને મનુનુ કાગળ કોઇબી રીતે કોઇના હાથમા જાય અને ત્યાર પછી ખણખોદ નીકલે અને મનુ મેડ હાઉસમાં હતો એમ જાણે તો તે જુવાન છોકરી પોતાના જીવના જોખમેબી મને મેડ હાઉસમાથી છોડવી જાય–તે ધાસ્તીથી મારા કાકાએ ઘણીજ બુરામા બુરી રીત અખત્યાર કરીને મારી બનાવટી સહી સાથનો કાગળ લખીને મ ને હેરાન કીધી

મારા કાકાએ મારી બનાવટી સહી સાથે મનુપર લખ્યુ કે હુ વધુવાર તેને ચાહતો નહી હતો મારા પીતા જોકે સાજા થયા હતા તોબી તે મનુના આવેલા કાગલથી ગમ ખાઇને મરી ગયા હતા, વળી મે તેણીને તરછોડી હતી અટલે તેના બચ્ચાનીબી મને જરૂર નહી હતી અને હવે તેણીએ પોતે પોતાનું ફોડી લેવુ.

હુ તે મરતા કાકાના દીલપર પડીને મારા વેરમા તેના ઓટેઓટા ટુપી નાખ્યા–હતે, મે તેનો જીવ લીધો હતે–પણ હુ ધીરજ રાખી તામોશ કરી ગયો, કમજે તે નીરદય દયાહીણ માણસ મરતો હતો અને તેને ઇનસાફ મેલવવા જવાનુ હતુ,

મારા કાકાએ મરતા મરતાબી લહડતી ઝબાને કહયુ "તાઝ—મને—મા—મા—મા—ક—ક—ક—ર"

"નહી—ઓ નીરદય દયાહીણ શખસ, મારી તુ મારી પાસે ના માગ પણ પાક પરવરદેગાર જે દયાળુ છે, રેહમા છે તેની પાસે માગ—હુ તુને માફ કરતો નથી, કારણ કે તે મને ગેર ઇનસાફ કીધોછ, મારા બાપની દઉલત લુટીછ, મને અઢાર અઢાર મહીના સુધી પાગલખાનામા નાખયો છે, મારી વ્હાલી ધણીઆણીને સતાવીછ–

દીબાવીછ–તેને વગર મોતે મારીછ—છતે પઇસે હયરાન કીધીછ અને કોણ જાણે મારા બચ્ચાનુ શું થયુ છ? મારી ધણીઆણીનુ શુ થયુ છ?—નહી, હુ માફ કરી શકતો નથી"

તે મરતા માણસને ઘણુ લાગ્યુ, તેનો ચેહેરો ફીકો ફચ થઇ ગયો, તેનુ લોહી ઉડી ગયુ, અને અછાડપછાડ પછી મે મારી નજર સામે તેના જાનને તેના બદનમાથી નીકળતા જોયો

થોડો વખત,—અને ત્યા બીછાનાપર ફક્ત એક લાશ હતી

લાશને દફનાવ્યા બાદ જે પેહેલું કામ મે કીધુ તે મારી વ્હાલી મનુના ઘર તરફ જવાનુ હતુ

હુ દેલ્હી આવ્યો–તે એકાત મોહોલા તરફ ગયો-અને મે મનુમાનુ ઝુપડુ જોયુ

ઝુપડાની અંદર દાખલ થતાજ મે ત્યા પેલી બુઢયા ઓરત નોકરને જોઇ જેની પાસે એક બાળક રમતું હતુ-પણ મારી વ્હાલી મનુ ત્યા નહી હતી!

મને જોઇને તે ઓરત ડઘઇ ગઇ-તેણે ઝટ પેલા બાળકને પોતાની છાતીએ દાબી દીધુ અને હરણુફાર થઇને મારી તરફ જોવા લાગી

"બરીબી, મારી મનુ કયા છે?" મે પુછ્યુ

"ખુદાને ખાતર" તેણીએ ટુકો જવાબ દીધો

"તુને ખબર નથી?"

"નહી"

"મને કહે તો ખરી કે તે કયાં ગઇ, કયારે ગઇ, શુ કરવા ગઇ?" મેં ગમ ખાઇને સવાલો કીધા

"નવાબ સાહેબ! બેગમ સાહેબ કયા ગયા તેની મને ખબર નથી-શુ કરવા ગયા તેબી હુ જાણુતી નથી, લેકીન હુ, જે ચીજ કહી શકુ છ તે એટલીજ છે કે તેવણ આ બચ્ચાનો જનમ આપ્યા બાદ એક મહીના પછી કેકે જતા રહયાછ"

"આ છોકરૂ બેગમ મનુમાનુ છે?" મે ખુશાલીથી સવાલ કીધો

"હાજી"

તેણીએ હાજી કીધુ કે તુરતજ મે તે મારા ફરજદને બાગ હાથોમા ઉચકી લીધુ ને તેને અસખ્ય ચુમીઓ લીધી

હા–પણ મારૂ જીગર કરમાઇ ગયુ મારો બેટો હતો, પણ તેની માદર કયા હતી?

પેલી બુઢયાથી પુછતા જણાયુ કે છઠે મહીને જયારે મનુને પેલુ નાકદર કાગળ મળયુ હતુ ત્યારેજ તેણી ઘરબાર છોડીને બહાર પડવાની હતી, લેકીન પોતાની આબરૂ અને પોતાના બચ્ચાંને ખાતર તેણી ખમીને ગમ કરી બેસી રહી

લેકીન બચ્ચાનો જનમ આપ્યા પછી ફક્ત એક મહીનો સુધી તે નાના બાળકને દુધ ધવાડી એક દીવસે મગજથી બેમગજ થઇ જતા તેણી ઘરથી ચાલી ગઇ–અને તે દીન પછીથી પાછી ઘર આવીજ નહી!

મારા બેટાને તે બુઢયા અઉરતે પોતાની એક ઓળખીતીને બોલાવી તેના દુધથી ઉધાર્યો અને નવ મહીનાનો કીધો હતો

પોતાના નવ મહીનાના છોટા નવાબ સાહેબની આખમાં જોઇ જોઇને હુ ઝારબેઝાર રડતો, કારણ કે તે બચ્ચાની આખ તેની માદર મનુમાની આંખને બીલકુલ મળતી આવતી હતી.

સઉ ખલાસ થયુ–મે મનુને વાસ્તે અનીખના તારા તોડયા–પણુ જ્યારે હું પોતાના મેહેલમા નવાબ તરીકે પાછો ફરયો ત્યારે મારી કેડપર છોટા નવાબ હતા–પણુ અફસોસ કે તે છોટા નવાબની ગુમ થયલી માદર તો ત્યા હાજર હતીજ નહી

(સમાપ્ત.)

# પારસી સંસારી વાર્તા.

(લખનાર—ભાગળ્યા.)

"ભલા મારે હવે તારૂ ભાષણ શાંભળવું નથી. તું કેમ કરજદાર થયો તથા તને તેમ કરવાની કેવી રીતે ફરજ પડી તે સાથે મને સેહેજબી લાગતું વળગતુ નથી સમજ્યો!" લક્ષાધીપતી જમશેદજી નવલખીએ પોતાની સામે ઉભેલા જવાનને રોકડો પરખાવ્યો, 'પણ એટલુ તો તદન ખરૂજ છે કે વીશ હઝાર રૂપીઆ માટે તુ મારો કરજદાર છે અને મને રૂપીઆ કે તારી દીકરી જોઇએ છે તે પણ તદન ખરી વાત છે રૂસતમ, એ બચ્ચાને મને આપતા તારૂં કરજ હું તુરત ભરપાઇ કરી નાખીશ. આ મારી સઉથી મેવટની માગણી છે તે ખુબ યાદ રાખજે તારે જોઇએ તો કબુલ કે ના કબુલ, પણ કરજનો ચોડો વધ્યો જાય છે અને તે તારે એકદમ ચુકતે તો કરવોજ પડશે હુ તારા બચ્ચાને માગુ છુ કેમકે મારી જરને ફકત એજ બુચી પસંદ છે જ્યારથી હમારી એક પુરી બુચી ગુજર પામી છે ત્યારથી મારી જર ગોયા દીવાના જેવી બની ગઇ છે તારી બુચીનો ચેહેરો મારા મરહુમ બચ્ચાને ઘણો ખરો મળતો આવતો હોવાથી મારી જરને તે ઘણીજ ગમે છે. જરને ખુશ રાખવા હું મારો જોન આપુ તો તે મારે મનથી થોડુ છે તેણીના ખાસ મરજીથીજ હુ આ પગલુ ભરૂ છુ. હમો આ બચ્ચાને હમારા તરીકેજ ઉછેરશું દોલત અને સુખની રેલછેલમાજ એ બચ્ચુ મોટુ થશે, ભવીષયમા પણ એ બચ્ચુ કોઇબી ચીજથી મોહતાજ તો રેહશેજ નહી એ તારે ખુબ યાદ રાખવું'

'ત્યારે હમોને બુચી કદીબી પછી મળી શકશેજ નહી કે?' રૂસતમ વાડીયાએ ઘણુાજ ગમગીન જીગરે સવાલ કીધો

'હુ કાઇ વચન બચન આપી શકતો નથી શરત એ છે કે કાઇ પણ બીજી ગોઠવણ વીના તું મને તારી બુચીનો હક સદતર આપી દે છે અને તેના બદલામા હુ તારૂ કરજ મારા હીસાબમા ચુકતે કરૂ છુ હવડા વરસનો હીંગામ છે એટલે મારી જરને ખુશ કરવા હુ તારી બુચીને મારી સાલગીરીને દીવસે મારે ઘર લઇ આવવા તને મેહતલ આપુ છુ, નહીતર તેજ દીવસે ફરીયાદ માડી તને કેદમા નખાવીશ. તુ મને સારી પેઠે જાણે છે કે હું ઘણોજ મક્કમ વીચારનો છુ અને જે બોલું છુ તે જરૂર બજાવુ છુ. તારે જે જોઇએ તે—વીચાર કરી મને કહે.'

'બીજો શુ વીચાર કરૂ?' તે જવાન ફાટ ફાટ થતા જીગરે બોલ્યો, 'જ્યા નાશ કે આ સીવાય બીજો ઉપાયજ નથી ત્યા બીજુ વધુ શુ થઇ શકે? તમારી માગણી કબુલ્યા વીના મને છુટકોજ નથી હુ કેદમા પડુ તો મારી વ્હાલી સ્ત્રીનુ શુ થાય?'

ઠીક, તે બહુ સારૂ ડહાપણ વાપરયુ છે, રૂસતમ હુ આજે મારી જરને આ વાત કહીશ કે મારી સાલગીરીને દીવસે તુ બુચીને હમારે ઘર લઇ આવશે અગ્યાર વાગતા સુધી હુ ઘરમાજ રહીશ અને તારી રાહ જોઇશ. યાદ રાખજે કે તુ તારૂ વચન પાલશે તો હુ

તને સુખીજ કરીશ.'

'સાહેબજી,' રૂસતમે પોતાની પાઘડી ઉંચકી જતાં જતાં કહયું. તે ઘણાજ ધીમા પગલે ત્યાથી નીકલી ગયો અને દાદર ઉતરી બહાર આવ્યો

જમશેદજી નવલખી મોટા દલાલ હતા શેર બજારના તો તેઓ રાજા સમાન લેખાતા હતા. તેમની બુધ્ધી અને ચપળાઇ તેમને દરેક કામમા ફતેહમદ બનાવતી હતી નસીબદેવી તો ગોયા તેઓપર પ્રસન હતી જેથી કામમા તેઓ હાથ નાખતા તેમાંથી નફા વીના તો બહાર આવતાંજ નહી ગોયા તેમના હાથમા ધુળ વટીક સોનુ થઇ જતી હતી નસીબના નખરાથી તેઓ શેર શટ્ટાના લખોની દોલત જમાવ કરી શકયા હતા તેઓ મક્કમ વીચારના હોવાથી પોતાની મતલબ પુરી પાડતા ગમે તે થઇ જાય તે તેની દરકાર કરતા ન હતા. પોતાના સુખને ખાતર બીજાના સુખનો નાશ થાય તો તેની તેને પરવા ન હતી, તેમની દુન્યા ફકત તેમની સ્ત્રી અને શેર બજારમા છળ કપટમા સમાયલી હતી.

રૂસતમ વાડીયા, ત્રીસ વરસની ઉમરથીજ શેર બજારમા દલાલ તરીકે કામ કરતો હતો, જ્યારે નવલખી શેઠ પર ભાગ્યદેવી પ્રસન હતી ત્યારે આ બાપડાપર તે રૂઠેલી હતી માતપીતા તરફથી મળેલી દોલત વધારવા જતા તે ધીમે ધીમે સઘળુ ખોહતો ગયો હતો. ખાવાની ખાક પણ રહી નહતી— તેવામા એક ચોક્કસ ખાણના શેરોનો સટો કરવાનો કેટલાક દલાલોના ભેજામા વીચાર થયો. રૂસતમ બીન વીચારે તે સટામા સડાવાયો. ધારવા કરતા પાછો તદનજ ઉલટાઇ ગયો અને નફાના સ્વપના જોતો રૂસતમ બાપડો ભારે ખોટમાં આવી ગયો નાણુ કોઇબી કીસમે ભરપાઇ કરવાના હોવાથી તે દલાલોના રાજા જેવા લેખાતા નવલખી શેઠ આગલ ગયો અને કાકલુદીભરી અરજ કીધી. પોતાના ભાઇબધને મદદ કરવા નવલખી શેઠે એકે તડાકે ચોક્રશ વ્યાજે રૂપ્યા કાઢી આપ્યા રૂસતમે ઘણીબી મહેનત કીધી પણ નસીબનુ પાસુ ફરયુજ નહી. તે ફકત કઢાવેલા રૂપ્યાનુ વ્યાજ માડ મડ આપી શકતો હતો અને ઘણી વેળા તો તે હફતો પણ તેનાથી અપાતો ન હતો અને હવે તેના પર મોટી ધાડ ધધડી હતી કેદખાનુ કે તેની વ્હાલી દીકરી રતીનું વેચાણ તેની આગળ રજુ કરવામા આવ્યુ હતુ કાઇબી કરયા વીના છુટકોજ ન હતો. પોતાના બચ્ચાને વેચતા તેના જીગર પર ગોયા છરી ફરતી હતી

નાસીપાસીના ઉડા ગારમા આવી પડી તે વીચારના વમલમા વીટાલાયલો ધીમે ધીમે ચાલવા લાગ્યો. તે હવે પોતાના મનને મનાવવા લાગ્યો કે પોતાની દીકરીને વેચતા તેણે કાઇ ખોટુ કામ કીધુ ન હતુ ! ઉલટુ તે બચ્ચુ દોલતની રેલછેલમાં અમન ચમન— કરશે ' તેણે ગમે તેટલો સખ્યારો લેવા ચાહયો પણ તેનુ મન માની શકયુ નહી તે કરે પણ શુ ? પોતાની વ્હાલી સ્ત્રીને તે ખરા જીગરથી ચાહતો હતો. તે જો કેદમા પડે તો તેણીનુ તથા તે વ્હાલા ભુલકાનું શુ થાય ? તે વીચાર જ તેને દીવાનો બનાવતો હતો તેને મદદ કરે એવો કોઇ સગોવ્હાલો કે મીત્ર હતોજ નહી તેની કરણીના ફળ તેનેજ ભોગવવાના હતા ! શરત કબુલ્યા વીના બીજો રસ્તો રહયોજ ન હતો. રતાંથી છુટા પડવા વીના ચારો હતો નહી તેની વ્હાલી શીરાંને સમજાવ્યા વીના છુટકોજ ન હતો તે ડાહી અને તેણે ધારયું

કે તેની સંકડામણુનો વીચાર કરી તેણી તેની માંગણી જરૂર કબુલશે. કમનસીબ જવાન! તેણે સ્ત્રીના માયાળુ જીગરની હદ તથા તેણીનો બચ્ચા તરફનો પ્રેમ પોતાના જેવોજ જાણ્યો! પૈસાને ખાતર તે પોતાનાં ફરજંદને વેચવા નીકળ્યો હતો એટલે તેણે માન્યુ કે તેની સ્ત્રી પણ તે વ્હાલા ભુલકાનુ ચલકતુ ભવીષ્ય બરબાદ કરવાની હીંમત કરશે નહી.

આજે બીજા ગાથાનો પવીત્ર દીવસ હતો અને ત્રીજે દીવસે તો તેને પોતાની શરત પાળવાની હતી. તે એકદમ બેપરવાહ બની ગયો અને પોતાથી બને તેટલી સરસ રીતે આ બાકીનો વખત પસાર કરવાનો તેણે વીચાર કીધો

રસ્તામા આવેલી રમકડા વેચવાની એક દુકાન આગળ તે થોભ્યો અને પોતાનાં— ભુલકાં માટે તેણે ઘણીક ડોલીઓ તથા રમકડા ખરીદયા તે ખરીદતા તેને દુખ થયું ખરૂ, પણ બહારથી તે સાત રહયો હતો રમકડાની અને ભુલકા માટેજ બીજી થોડી ઘણી ચીજોપર તેણે રૂપ્યા પચીસેકનો ધુમાડો કરી નાખ્યો. ત્યાંથી નીકળી તે બીજી મોટી દુકાનમા પેઠો અને પોતાની પ્રીયા માટે તેણીને બરની ચીજો ખરીદ કરી પોતાના ગજવામાનો ભાર થોડો ઘણો હલકો કીધો ખરીદ કરતા તેની પાસે એટલા બધા બોચકા થઈ ગયા કે તેને વીકટોરયા કરીને ઘેર જવુ પડ્યુ રસ્તામાથી જતા તે જાણીતા મીઠાઇગરોને ખતાવવાનુ પણ ભુલ્યો ન હતો કોઇબી રીતે તે પોતાનો ગમ બાજુએ મુકવા ચાહતો હતો

'જે થવાનુ હશે તે થઇ રેહશે, પણ બે દીવસ તો હમો આનંદમાજ ગુજારીશુ,' તે પોતાના દુખી જીગરને બે પરવાહ થઇ દીલાસો દેતો હતો 'કાલે જો વરસાદ નહી હશે તો હમો બધાં બહાર પીકનીકપર ઉતરી પડીશું. શીરાંને પણ ગમત પડશે ને મારૂં ભુલકુબી લેહેરમા આવશે વખતના ગીત વખતે ગવાશે. હવડાં ચીંતાં કરવાની જરૂર નથી તેમજ શીરાને પણ કેહવાનુ કામ નથી ગમે તે થાઓ પણ મારે બે દીવસ તો ખુબ મજાહ કરી, મારા લાડકાઓને ખુશ કરવાં છે।'

ચીચપોગલી તરફના એક બેઠી ખામણીના કોટેજ આગળ ગાડી આવીને થોભી કે તુરત એક ઘણી મનમોહન સુદરી બહાર નીકળી આવી. તેણીનો ગોરો મુખડો પેહલીજ નજરે જોનારનુ ચીત્ત ભ્રમીત કરે તેવો હતો, પણ હવડા તેપર ગમગીનીનો ઝાખો છાપ નજરે આવતો હતો તેણી એકવડ્યા અગની પણ ઉચા કદની હતી. સઉથી ખેચાણ કારક તે, તેણીની કાળી ભમર આખો હતી, જે રૂસ્તમ વાડયાને જોતાજ અજબ તેજથી ચમકારા મારતી હતી તેણીનો પોષાક ઘણો કીમતી નહી પણ અતી ઘણો સુઘડ હતો તથા પેહેરનારીનો ફાકડો ટેસ્ટ તુરત જણાઇ આવતો હતો તેણીની પાખડીએ વળગીને એક ઘણુજ દીલકશ ભુલકુ ઉભુ હતુ રેશમી ફ્રોકમા, છુટા બાલ સાથની તે ચાર વરસની ભુલકી ઘણીજ મનહર લાગતી હતી પોતાના બાપને જોતાજ તે ભુલકી પોતાની માતાનો હાથ છોડી તેની તરફ, 'પપાધી, પપાધી આયા' કરતી દોડી

તે ભુલકાને જોતાજ તેના દીલમા ફરતું લોહી ગોયા બધ થઇ ગયુ

આહ! મારે હવડા તો હુશયારી રાખવી

પડશે, પરમ દહાડે સાંજના શીગને કહીશ,' તે ધીમેથી પટપટયો

'પપા, એ શુ બધું લાયા?' તે ભુલકા એ અજબ થઇ સવાલ કીધો.

'એ બધુ દીકરા તારે માટે ને મમાને સારૂ છે, સમજી!' તેણે તેને ઉંચકી ઘણા-જ હેતથી કીસ કરતા કહયુ.

શીરીન વાડયાની આખો ખુશાલીમાં ચમકી રહી તેણીનો વ્હાલો રૂમી આજ કેટલા દહાડાઓ થયા તો ગમગીન થઇને ફરતો હતો કોઇ આફત આવી પડી હોય તેવો તેનો હાલ હતો ઘરમા તે બરાબર વાતચીત વટીક કરતો ન હતો આખો દીવસ બહાર રેહતો અને ઘર આવતો કે ઓરડામા ભરાઇ બેસતો હતો તેણીના કાલાવાલા કે સમજાવત તેનાપર કશી અસર કરતા ન હતા તે તો પોતાને હાય અફસોસના ઉંડા ગારમા ગરક થઇ ગયલો ગણતો હતો

'એ આ બધુ શુ લાયાછ, જાન! રૂસ, નહી લાયા નહીં લાયા ને લાયા તારે આખુ બજારજ ખરીદ કીધુ કે?' તેણીએ હસીને પુછયુ

'રતીને સરદીમાથી અંદર લઇ જા, ડીયર હુ હવડા ગાડીવાળાને પઇસા આપી આઉછ!' રૂસ્તમે જવાબ દીધો અને તેણીને ચાપીને શેકહેન્ડ કીધી તુરત તેણી અંદર ગઇ અને બે મીનીટમા રૂસ્તમ ત્યાં આવી લાગ્યો

'ચાલ શીરા,' તેણે ઘણાજ વ્હાલથી તેણીને પોતાના હઇયા સાથે ચાપીને કીસ કરતા કહ્યુ, 'આપણે ખુબ ધામધુમથી નરોઝના દીવસો પસાર કરીશુ રતી દીકરા, પપાને કોટી નહી કરતી કે?'

'મમા, આધે પપાથીને થોલતી લાધીથ કે?' તે ભુલકાએ પટપટારો કીધો

'એમ છે ખરૂ, રતામાય! તમે જમ્યા કેની? ચાલો, દીકરા, પોઢી જાઓ!' રૂસ્તમે તેને પસવારતા કહ્યુ

જલદી તે ભુલકુ પોતાની તોતડી ભાષાથી પોતાના બાપ તથા તથા માયને ખુશ કરી બાપના ખોળાપરજ સુઈ ગયુ કે હવે તેને પાળણામા સુવાડી દેવામા આવ્યુ અને હવે તે પ્રેમાળ જોડુ જમવા ઉઠયુ

'રૂસી, જાન,' શીરીને જમતા પુછયુ' 'મને કહોની કે આજે શુ બન્યુ છે! અગ્યાર વાગતે આજે તમો હયાથી સીધાર્યા ત્યારે તો તમારી મદઇ નસોસ થઇ ગયલા હતા હવડાનો તમારો હાવભાવ તો તદનજ ઉલટાઇ ગયો છે. રતી બોલી, તેમ કાંઇ સોરતી લાગીછ કે, વ્હાલા?'

'નહી, તેવુ કાઇ નથી, પણ એક બાબદનો આજે ચોક્કસ નીવેડો આવી ગયો છે તેથી લગાર ખુશ છુ કેમકે તે બાબદનો ભાર મારાં ભેજા પર અતીશય હતો નીકાલ આવી ગયો છે એટલે પચાત કરવાની નથી આપણે ત્રણે જણાં કાલે હયાથી કેથે બહાર જઇ ગમત કરીશુ'

'મારા જાન, આજે તમોને ખુશ થયલા જોઇ મને ઘણીજ ખુશાલી ઉપજી છે,' તેની પરણેતરે તેનો હાથ લઇ પોતાના હોઠો સાથે લગાડના ખુશ મીજાજથી કહ્યુ

'ચાલ રતી સુતેલી છે તો તેના પાળણામા એના બધા રમકડા ગોઠવી આવ્યે? એ સહવારના ઉઠશે? ત્યારે ખુબ ખુશ થશે.'

રૂસતમે એકાએક કાંઇ નવો વીચાર આવતા જણાવ્યું

શીરીન ત્યાંથી નીકળી તે પાળણા આગળ આવી. તે ભુલકું નીરદોષ ઉંઘમા પડેલું હતુ ઉંઘમાં પણ તે સચ્ચુ ઘણુ વહાલુ લાગતુ હતું. ત્યારથી તે બચ્ચાને ફાંસ લઇ તે બડબડી —

" ખુદા તુ સઉની લાજ શરમનો રાખનાર છે! આજની પેઠે મારો રૂશી સદા હરતો રહે અને હમે બન્ને સપમા રહયે તો પછી ગરીબાઇ-કંગાલ ગરીબાઇની પણ દરકાર હું કરીશ નહી ગરીબ થઇશુ તો તેથી શું થયુ? દાદારની દયા હશે તો કાલે દહાડો ફેરવી નાખશે!'

રૂસતમ બાપડો પોતાનુ મોઢુ માથુ ઢાકીને બેઠો હતો તેનુ અંતકરણ જબરા ઉછાળા મારી રહયુ હતુ પોતાથી નહી બની શકે તેવુ મુશ્કેલ કામ તેણે માથે લીધુ હતુ અતી ઘણા દુખી વીચારના વમળમા તે વીટાયલો હતો તેવામા તેની વહાલી સ્ત્રીના પગલા તેને સભળાયા કે તે ઝટ હુસ્યાર થયો અને પોતાનો ગમગીન ચેહરો પાછો ખરાલ બનાવ્યો

તે બને ધણી-ધણીયાણી હવે રમકડાના— પારસલો લઇ તે ભુલકાના પારણા આગળ ગયા અને તેમાની ચીજો બહાર કાઢી તે ભુલકાની આસપાસ ગોઠવી મુકી આ પ્રમાણે કરતા તે બને ઘણાજ ઉમગમા આવી ગયા હતા શીરીનનો મોહક મુખડો ઘણાજ દીલચસ્પ બની ગયો હતો અને રૂસતમની નજરમા તેણી આજના જેવી ખુબસુરત આગળ દેખાઇ ન હતી

  

બીજે દીવસે ઉઠતા તે ભુલકુ પોતાની આસપાસ પડેલા રમકડાંઓ જોઇ અતી ઘણું ખુશાલીમાં આવી ગયુ તે ઘરમાં ખુશાળી મારે કુદવા અને નાચવા લાગ્યુ અને તેને આવું ગેલમા આવેલુ જોઇ તેના માબાપના જીગરો ઘણાજ ખુશ થઇ ગયા

તેઓએ આખો દીવસ બહાર ફરવા હરવામા પસાર કીધો બપોરના એક હોટલમા જમ્યા અને રાતના બીજી બાજુ જમી તેઓએ નાટકની મજા ચાખી અને મોડી રાત્રે ઘેર આવ્યા બીજો દીવસ તેઓએ આજુબાજુની સુંદર જગ્યાઓ જોવામા ગુજાર્યો

તે ખુશનુમા દીવસ પણ પસાર થઇ ગયો રૂસ્તમ પોતાને ખરેખર સુખી ગણતો હતો ગમગીનીની યાદ તેણે પોતાના મનમાથી દુર કીધી હતી શીરીન અને રતીના ચેહરા ખરેખર સુખી જણાતા હતા

'આજે આપણે કયા જવાના છે વાહલા?' ત્રીજે દીવસ શીરીને પોતાના ધણીને સહવારના પહોરમા લાડ કરતા પુછયુ, 'આજે બહાર જઇને અને કાલે તો ઘરમાજ— ગમત કરીશુ'

'બપોર સુધી મને કામ છે, જાન! બહારથી આવ્યા બાદ આપણે જઇશુ'

'રૂમી કામ તો રોજનુ છે એ દીવસ મોડી વાલોની?'

'હું દીલગીર છુ મારા જીગર, પણ મારે નવલખા શહેન ચાકસ કામસર અગ્યાર વાગતે મળવાનુ છે એટલે ત્યા જવા વીના છુટકોજ નથી'

'ત્યારે તો કાઇ નહીં રૂસ' રતી અને હું તમારે માટે બપોરના તઇયાર થઇ રહીશુ'

તેનું ઉમર આ સાભળના ગોયા બધ થઇ ગયુ પણ શીરીનને કશી ખબર પડી નહી

'તમે બહાર સીધારવાના છો, વ્હાલા, તો હુ પણ નાસ્તો ખાઇને બહાર જહશ આચારા માસી બીમાર છે ને ઘણા દીવસ થયા મારાથી જવાયુ નથી તે હુ જઇ આવીશ'

આ સાભળી રૂસતમે છુટકારાનો દમ એચ્યો જે ચીજની તે રાહ જોતો હતો તથા જે માટે તેના ધારવા મુજબ તેને ઘણીજ મુશ્કેલી નડનાર હતી તે તો પોતાના મેળે તેના હાથમા આવતી હતી તે ત્રાતકી કામ પુરેપુરૂ કર્યા વીના કશો છુટકો હતોજ નહી અલબત તેણને ઘણુ દુખ થશે પણ તેણી— જાણવા પામશે તે આગમજ તે કામ પુરૂ થઇ જશે

'રતીને હુ મારી સાથે લઇ જાઉ ?' શીરીને પુછ્યુ

'નહી સીલ્લા મારી આગળ રતીને રેહવા દે, કદાચ હુ મોડેથી જહશ !'

નવેક વાગતાને સુમારે શીરીન બહાર ગઇ તેણીના જવા પછી રૂસતમ પોતાના ભુલકાને રમાડવા બેઠો તે ભુલકુ તેના ખોળા પર ચઢી બેસી તરેહવાર પટપટતુ હતુ.

'મારા ખુદા મારાથી એ નહીજ બનવાનુ !' રૂસતમે તે ભુલકાને રમાડતા ગમખ્વારીથી વીચાર કીધો 'આ વાશ હજતે તો એના નામ પરથી ઓવારી નાખુ, પણ તોબી–તોબી મારા ખુદા, મારૂ જીગર તુટી જશે ! કર્યા વીના પણ છુટકોજ નથી એ વ્હાલાઓને મારે ખાતર આફતમા કેમ નાખુ ?

મમાઘી બાર ઘીઆથ,' તે ભુલકુ તેના તરફ ટગરટગર જોતા બોલ્યુ તેણે તે ભુલકાને ચાપીને કોટી કીધી અને ત્યાર બાદ લોહીનો ગોટ ગળી બોલ્યો. 'આક્ષ દીકરા, આપરેબી ફરવા જઇગે મમા ગીયાછ તો આપરે શુ કરવા રહીગે ?'

'ફરવા, ફરવા ! તાલો પપાથી ! મને તેત અપાવલો કે ?' તે ભુલકુ ગેલમા આવી જઇ કુદતુ બોલ્યુ

'હા, મારી દીકરીને કેક, મકરૂમ, બીસકીટ ને બધુ અપાઉ' તેણે જણાવ્યુ અને તે બને બાપ દીકરા કપડા બદલવા ગયા કપડા બદલી તેઓ બહાર નીકલ્યાં પણ જવા પહેલા રૂસતમે એક ચીઠી લખી ત્યાની ટેબલ પર જણાય તેમ મુકી તેમા તેણે પોતાની વ્હાલી શીરીનને જણાવ્યુ હતુ. તેમને આવતા મોડુ થાય તો કશી ફીકર કરવી નહી, કારણ કે બીજા એક મીત્રને ત્યા તેને ખસ જવાનુ હતુ.

વીકટોરીયા કરી તેઓ ઝડપથી ગયા નવલખી શેઠને મકાને આવતા તેઓ ઉતરી પડ્યા રતા બીજા બચ્ચાઓના જેવી શરમાલ હતી નહી. બધા સાથે જલદી હળી જાય તેવુ રમકડા જેવુ તે ભુલકુ હતુ બાપની પાખડી પકડી તેણી તે ભવ્ય મકાનમા દાખલ થઇ ત્યાનો ભપકો સપકો જોતાજ તેણી લગાર અજાઇ ગઇ હવામા ઉડતા નાનેરી ઝુલફા સાથનો તેણીનો દેખાવ ખરેજ દીલકશ હતો

'સાહેબજી, શેઠ ! આ રહી મારી બુચી, ખુદા ખાતર કામ જલદી પુરૂ કરી નાખો !' રૂસતમે અદર આવતા સમેત કઠોર અવાજે કહ્યુ

તેણે તે વ્હાલા ભુલકા તરફ જોયા વીના તેણીની આગળી ખસડી, પોતાનો હાથ છુટો કીધો તુરત નવલખી શેઠ ઉઠયા.

'બહુ ઠીક કીધુ.' તેઓએ જણાવ્યુ, 'એ ભુલકાં માટે હમે હમાઇ ખરેખર બનતુ કરીશુ. તારા કરજની આ રહી રીસીટ સઘળુ દોકડે પાઇ ચુકતે થયુ છે' આ બોલતા—સમેટ તેઓએ તે રીસીટ રૂસતમને આપી.

હવે મારૂ કરજ તો ચુકવાયુ છે, બીજા કોઇનુ બાકી છે કે?' નવલખી શેઠે થેડો વાર વીચાર કરી પુછ્યુ

'નહીજી, હવે કોઇનુ બાકી નથી'

'બહુ સારૂ, ત્યારે આ એક હજારનો ચેક છે તે લે આવતે મહીને મારો મેનેજર બહાર ગામ જાય છે તો મારી મરજી તે જગ્યા તને આપવાની છે હુ જાણુછ કે તુ હુસ્યાર છે તુ મને આ કામ માટે ખરેખરો હેવાન સમજતો હશે પણ મારી હાલત ઘણીજ કફોડી છે મારી જરની ઉદાસી દુર કરવા હુ કાઇબી જોખમ ખેડી, મોટો ભોગ વટીક આપવા—તઇયાર છુ'

'મને એ ચેક નથી જોઇતો શેઠ,' રૂસતમે ગમખ્વારીથી જણાવ્યુ 'હુ મારૂ ફોડી લેઇશ મેહેરબાની કરી, તમારા મેનેજરની જગ્યા ખાલી પડે તો જરૂર મને—મને યાદ કરજો આ બચ્ચાને ખાતર હુ ત્યાજ રેહતા ખરા જીગરથી રાજી થઇશ—મારૂ જીગર તુટી ગયુ છે લાચારીને સબબે હુ મારૂ સુખ વેચવા નીકલ્યો છુ મારે બીજુ કાઇજ કેહેવુ નથી ખુદાને ખાતર એ બચ્ચા પર મહેરબાની રાખજો! હવે મને ત્યાથી છટકવા દો!'

તે ભુલકુ આતુરતાથી કાચના કેસમા મુકેલી કુદકા મારતી સોનેરી માછલીઓને જોતુ હતુ

'પપા, ધાવ ધાવ આય માચલીઓ—'

રૂસતમે તે સાભળ્યુ તેનુ જીગર ગોયા ધડકતુ બધ થઇ ગયું પણ કાંઇબી જવાબ આપ્યા વીના તે ઠડાક દઇને બારણુ બધ કરી, ઘેલાની પેઠે ધસારાબધ બહાર નીકળી ગયો આહ! તે તેના પોપટથી સદાનો છુટો પડયો હતો, વીસ હઝારને ખાતર તેણે પોતાનુ બુલબુલ વેચ્યુ હતુ! આહ! હવે તે છુટો થયો હતો ખરો નવા અવતાર સાથ તે ફરી પાછી પોતાની જીંદગી શરૂ કરનાર હતો તે પોતાને સુખી સમજતો હતો પણ તેના જીગરમા દુખની જવાળા ઉડતી હતી. તે ગાડાની પેઠે રખડયા કીધો અને પછી પોતાના ઉછળતા જીગરને શાત પાડવા તે દરયે કીનારે જઇને બેઠો

બારેક વાગતાને સુમારે શીરીન પોતાની માસીને ત્યાથી આવી અને પોતાના વ્હાલાઓની રાહ જોવા લાગી પાછળથી રૂસ્તમની ચીઠીપર તેણીનું ધ્યાન ખેચાયુ, રૂસ્તમની આ રીત તેણીને ઝાઝી ગમી તો નહી પણ હવે થોભ્યા વીના છુટકોજ ન હતો તેણીને એકલુ મુદલ જમવા ગમ્યુ નહી તેથી બે ચાર બુક ખાઇ તેણી ઉઠી ગઇ રાતના ફરવા જવાના કપડા તઇયાર કરી તેણીએ પોતાના કપડા પણ કાઢી મુકયા એક વાગ્યો, બે થયા, ત્રણ વાગ્યા પણ હજી રૂસ્તમ આવ્યો નહી, શુ થયુ હશે તે વીચારતી તેણી ધડકતી છાતીએ પાછી રાહ જોવા લાગી. પાચ વાગતા પછીજ બહારનો દરવાજો ઉઘડયો અને છાકટાની પેઠે લથડતે પગલે રૂસ્તમ અદર આવ્યો

'લે, એ લોક આવા,' તેણીએ વીચારયુ 'હવે મારા જીવને કરાર થશે. કોણ જાણે શુ છે તે મારો જીવ ખાલી દોવાયા કરે છે ને મને મારી રતી હાગ્યે ચઢયા કરે છે સરદીમા એના બાપમી બહાર રખડવા લઇ

ગયા તે વળી જલદી આવ્યાજ નહી–' એમ વીચારતી તેણી ઝડપથી બહાર આવી.

'રૂસી, વાહલા તમે આયા કે ! રતી—રતી કાં છે ?'

'હું તને કહુંછ,' રૂસ્તમે તતપપ થતા જણાવ્યુ.

તેનો અવાજ કઠોર હતો તથા તેનો ચેહરો તદન ભખરાયલો હતો અજબ થતી તેણી તેની સાથે ઘરમા આવી

'રતી કાં' છે ?' તેણીએ પાછુ પુછયુ

'જરા તુ ધીરજ પકડ સીલ્લા–મારે તને કાંઇ બતાવવુ છે'

'મારે રતાં સીવાય કાંઇબી જોવુ નથી. મારૂ ભુલકુ છે કા' પણ ?'

'તું જરા આ જો તો ખરી, આજ સુધી ગભરાટ અકરાટમા ઉદાસ થઇ હુ ફરતો હતો તે આની મોહકાણે !'

પોતાનો હાથ લબાવ્યા વીના તેણી જડ થઇને ઉભી તેણે પેલી વીસ હઝારની રીસીટ ગજવામાથી કાઢી અને ખુલ્લી કરી ટેબલપર મુકી

'જો,' તે ધીમેથી બોલ્યો, 'હું તને હમેશા કેહતો હતો કે મને નવલખી શેઠથી વધુ ડરવાનુ હતુ; કેમકે તેમના હાથમા મારો નાશ કરવાનુ હથ્યાર હતુ હવડા થોડુ ક થયા હુ તેનુ વ્યાજ વટીક આપી શકયો ન હતો એટલે તેણે થોડા વખતની વાતપર ખુબ તગાદો કાધો હતો. તને ખબર તો છે કે ચારેક મહીનાની વાતપર એ નવલખી શેઠના ધણીયાણીની જરબાઇ આપણે ત્યા આવ્યાં હતા.'?

'હા, મને યાદ છે,' શીરીને ઝડપથી કહયુ, 'રતી તેમના ખોળાપર ચઢી બેઠી હતી અને રતીને જોતાંજ તેમને તેમની બુચી યાદ આવવાથી તેઓ રડયાં હતાં પણ રતી છે કયાં જે? એ તમારાં કરજની કે રીસીટની મને દરકાર નથી–મારૂ ભુલકુ કા' છે ?'

'સાંભળ તો ખરી ! મારૂ કરજ ફીટી ગયુ છે અને ભવીષ્યમા નવલખી શેઠ આપણા ખાસ મદદગાર થનાર છે તેઓએ મને પોતાના મેનેજર તરીકે ઓફીસમા રાખવા કબુલ્યુ છે આ નોકરી મળવાથી જરૂર આપણે—આહ, સીલ્લા, તુ શુ નહી સમજતી ?'

મારા જાન, મને કહોની કે શુ થયુ છે ! મારો જીવ ધસકે ધસકે ઉડી જાય છે ને તમે તો તાહેલુ ચલાવોછો બોલી દેવની, એમ શુ કર્યા કરોછો ?'

'હું ધારૂ છ કે તને ઘણુ જજ લાગશે, પણ તેમ કર્યા વીના બીજો છુટકો હતોજ નહી. નવલખીના જરબાઇને રતી–રતી જોઇતી હતી તેથી–તેથી રતીને હું આપી આવ્યોછુ ' તેણે તે રીસીટ તરફ આગળા બતાવતા જણાવ્યુ'

'તમે–તમે રતીને વેચી ?' શીરીને હરણ ફાડ થઇ પુછયુ.

'હા, એમ કાંઇક છે ખરૂ !'

'તમે આ કીધુ-તમારા એબ લગામણા પઇસા માટે ?'

'ખુદા જાણે છે કે મારૂ જીગર કેવુ કપાઇ વઢાઇ જાય છે હું બહારથી શાંત દેખાઉ છુ, પણ મારૂં કલેજુ અદરથી બળીને ખાખ રાખ થઇ ગયુ છે લાચારીએ મને તેમ કરવાની ફરજ પાડી–પઇસા નહી આપુ તો—કેદમા જવા વીના બીજો છુટકોજ ન હતો. નવલખીંના જેવા સખત હઇયાનો માણસ

પોતાનું બોલવું બજાવ્યા વીના રહેજ નહી મને હ્યાનતીમા લાવી બીન આધારે રખડતા કરવા મારો જીવ ચાલ્યો નહી. હુ કેદમા જાઉ તો પછી તમારૂ શુ થાય મારા જાન ? મને ના છુટકેજ આ પગલુ ભરવું પડયું '

'લાચારીને ખાતર-મારા ખુદા! મારૂં ભુલકુ-મારી રતી-તમે તેને વેચી આવ્યા!' દીલ પીગલનારા અવાજે લગભગ રડી પડતા તેણી કરગરી

એક પળ સુધી તેણી શાંત ઉભી રહી. રૂસતમ કોચપર ફસડાઇ પડયો હતો અને તેણી તરફ ટગરટગર જોતો હતો તેણીનો ચહેરો સફેદ પુણી જેવો થઇ ગયો હતો અને ગોયા તેણી એકાએક પથ્થરમા બદલાઇ ગઇ હોય તેમ જણાતુ હતુ ત્યાર પછી કાઇક વીચાર આવતા રૂસતમ તરફ આડી નજરેથી નહી જોતા તેણીએ તે ભુલકાની કીમતવાળી એ રીસીટ ઉચકી અને પોતાના ઓરડામા ચાલી ગઇ હવે તેણીએ સહેજબી ઢીલ કીધી નહી તે ભુલકાપર જેવો તેના બાપનો હક હતો તેવોજ તેણીનો પણ હતો તેણીએ ઝડપથી કપડા બદલયા, અને તે રીસીટ પોતાના ગજવામા ઠાવી મુકી ઝડપથી બહાર નીકળી ગઇ.

બાજુના ઓરડામા નીરાશ થઇ પડેલા આગલ તેણી હવે ગઇ નહી તે પછે તેનો વીચાર તેણીને આવ્યોજ નહી. તે કમનસીબ ઘણીજ ગમખ્વારીમા નસોસ થઇ પડલો હતો તેથી અક્કલ તથા હુસ્યારી ગોયા ગુમ થઇ ગઇ હતી તેણે બહારનો દરવાજો ઉઘડતા અને બંધ થતા સાભળ્યો પણ તેનું ભેજુ કશુ કામ કરી શકતુ ન હતુ. ગમગીન વીચારોમા તે કલાકેક સુધી લીન થઇ ગયો.

'મારા ખુદા, માફ કર-મને માફ કર! મે શુ હેમાકત કીધી? મારૂં ભુલકું-મારો પોપટ મે વેચ્યો! નહી મારાથી એ જુદાઇ ખમાવાની નહી! સીલ્લા-મારી શીરાને હુ શું મોહુ બતાવ્યા કરીશ! દાદાર દયા કર! હું ધારૂછ કે આ દુ:ખ ખમતા હુ મેડ થઇ જાઇશ કરોડોને મુલની મારી દીકરી! નહી, તને નહી છોડુ! ચાહે હું કેદમા પડુ-દુન્યાની હ્યાનત ખમુ પણ તને નહી છોડુ! મારી શીરા તો દીવાની જેવી થઇ ગઇ છે તો તે કેમ ખમીશ! નહીજ તેમ કર્યા વીના છુટકોજ નથી! હુ આ કામને સહેલુ સમજતો હતો પણ તે મારી હદ બહાર છે એમજ એમજ! દાદાર દયા કર! તે દુખી જીગરે ઉઠયો-બેબ્યાને તેણે પોતાની પાઘડી પેહરી અને પોતાના ભુલકાને પાછુ લઇ આવવાના બસ એકજ ખ્યાલે તે બહાર પડયો

આ અરસામા શીરીન ગાડી કરીને ઝડપથી નવલખી શેઠને મુકામે પુગી ગઇ તે મકાન આગળ આવતાજ તેણીના બદનમા લગાર જોશ આવ્યો વાજળીક બટન દાબતાજ શેઠનો કારભારી બહાર આવ્યો

મેહરબાની કરી વીકટોરીયાવાલાને જરા ભાડુ ચુકાવી આપશો'' તેણીએ બેપરવાથી જણાવયુ અને તે કારભારી તુરત તેણીના ફરમાનને તાબે થયો 'હુ લ્યા મળવા આવી છુ—આહ! પેલા રહ્યા નવલખી શેઠ!' તેણી બોલી, ફીકર નહી, હુ જઇશ તમારો ઉપકાર થયો ભાઇ'

તેણી ઝડકથી આગળ વધી નવલખી શેઠ પોતાના હોલમા કાઇ કામે અવયા હતા તેઓએ શીરીનને ઓળખી નહી પોતાની ધણ્યાણીની કોઇ સહી મળવા આવી હશે એમ તેમને લાગ્યુ. પણ તેમની જર તો તે

વ મને ધોધમાર રડતા ભુલકાને માળપર ફ્રોકટમાં પટાવતી બેઠી હતી

'મારે તમોને કાઇ કેહવુ છેજી,, શીરીને કહયુ

,હા, બેહન-ખુશીથી બોલો તમારે શુ કેહવુ છે?'

'મારૂ નામ શીરીન વાહડયા છે. મારે એક બે મીનીટ તમોને ખાનગી મળવુ છે.'

'ખુશીથી બેહન, પધારો મારા ઓરડામા' એમ કહી કાઇક બેચેન જીવે તેઓ તેણીને નજદીકના ઓરડામા લઇ ગયા

'હુ રતીની માય છુ, શીરીને ઓરડામા દાખલ થતા સમેત ધડાકો કીધો હુ રતાને માટે આવી છુ મારો વીચાર મારા ભુલકાને પાછુ લઈ જવાનો છેજી'

'મને લાગેછ કે તમો કાઇક ભુલમા ગોતા ખાઓ છોજી,' નવલખી શેઠે કાઇક દેખીતી નારાજીથી કહ્યુ 'બચ્ચાને હવડા તો ઘણુજ લાગે છે અને તમોને પણ લાગતુજ હશે પણ એક બે દીવસમા બધુ સમાધાન થઇ જશે નવુસવુ તે એમજ હોય એ બચ્ચા માટે હમે હમારૂં બનતુ કરશુ કાય, કાય શું છે?'—કેમકે શીરીને પોતાના ગજવામાથી પેલી રીસીટ બહાર કાઢી હતી તુરત તેણીએ તે કાગજના ચીરયા કરી તે નવલખી શેઠને ભેટ કીધા

'લેવ, તમારી રીસીટ!' તેણી ઉશ્કેરાઇને બોલી, 'તમે આ પઇસાથી મારાં બચ્ચાને વેચાતુ લેવા માગ્યું કે? મને તમારા પઇસા જોઇતા નથી. મને તો મારી દીકરી જોઇએ છે'

'મારા ખુદા, તમારા ધણી કરજમા છે તેનો કાઇ ખયાલ કીધો? ઉલટુ મે કેટલુક બ્યાજ છોડી દીધુ છે હવે કેહવા શુ માંગો છો—તમારૂં ભેજુ બેજુ ગયુછ શુ?'

'નહીજી, મારૂ ભેજુ તો તદન આખુ ને ને સવાચારૂ છે તમે સમજયાજી! તમારા પઇસાની મને તુભા નથી મને તો મારૂ—બચ્ચુજ જોઇએ છે આહ! મારી રતી રડે છે-ઓહ! આય શુ મને તેનો સાદ આવેચ મને ના રોકો-ખુદાને ખાતર ના રોકો-મને મારી દીકરી આગળ લઇ જાવ!'

'એકજ મીનીટ થોભો, બેહેન જો તમો તમારા ધણીના કરજના બદલામા તેને આપેલી રીસીટ ના કબુલ કરતા હોય તો તેમા હમારો કશો જોર નથી તેમ થતા મારો કે મારી વ્હાલી જરનો તમારા બચ્ચાં પર કશો હક નથી ખુશીથી તમારા બચ્ચાને લઇ જાવ! પણ આ બાબદનો છેડો શુ આવશે તેનો વીચાર કરજો! હું એવી કીસમનો માણુસ નથી કે બોલુ કાઇ અને કરૂ કાઈ હુ એકજ બોલનો માણુસ છુ હમારા ધણી કેદમા જશે અને હમોને રખડવુ-રઝળવુ પડશે તમારો ધણી જવાન અને ચાલાક છે તેની હુસ્યારી તથા ચાલાકીનો તમો આ કામથી નાશ કરશો તેનુ ભવીષ્ય તદન સીહા થઇ જશે વીચાર કરો અને મને કહો કે શુ ખરેખર તમે આ પ્રમાણેજ કરવા માગો છો?'

'હા, હા!' તેણીએ જવાબ દીધો 'મે બરાબર વીચાર કીધો છે જોઇએ તો મારા રૂસીને કે મનેબી કેદમા જવું પડે તો હમને તેની પરવાહ નથી-પણ મારી દીકરી ને તો હુ લઇ જવાની અને ફર લઈ જવાની'

'તમે ખરેખરા હીંમતવાન છો, બેહન' નવલખી શેઠે ખરા જીગરના વખાણથી કહ્યુ. 'આ દાદર પર થઇને માળપર જાઓ. ઓરડો

જણાવવાની જરૂર નથી, કેમકે બચ્ચાંના—અવાજ પરથી તમો ત્યાં સહેલાઇથી જઇ શકશો. જાવ ખુદા તમારો નેગેહબાન થાય!'

શીરીન બબે ફાંડયે ઝડપથી દાદાર પરથી ચઠી અને ત્યાંથી એક ભપકાદાર ઓરડામાં ઘુસી ગઇ. ગમગીનીના ઉંડા છાપ સાથના સુકાઇ, સોહરાઇ ગયલા ચહેરાની એક અબળા એક સુંદર પારણાંને હીંચકા નાંખી, અંદર સુવાડેલી છેડાયલી રતીને પટાવતી હતી જરબાનું નવલખી ઘણા ભલા ખવાસની સ્ત્રી હતી પોતાની જુવાનીમાં તેણી ચેહરે નમુન હતી પણ પોતાની એક પુરી દીકરીના મરણ પછી, પોતાના ધણીના અનુપમ સુખ છતા તેણી સુકાઇ સોહરાઇ ગઇ હતી તેણીના ચહેરા પર ઉદાસી હમેશાં રેહતી હતી અને તેણીના જીગરમાં તે મરહુમ વ્હાલી દીકરીની યાદ—હરદમ થતી હતી તે ઓરડામાં બાજુએ એક આયા ઉભેલી હતી, પણ તે ભુલકુ ચુપ રહેવાને બદલે ઓર વધુ બેકતુ હતુ અને ઘડી ઘડી ઉઠીને બેસતુ હતુ

જેવી શીરીન તે ઓરડામા દાખલ થઇ કે તુરત રતાની નજર તેણી પર પડી તેજ પળે તે બેકતી ચુપ થઇ ગઇ અને ગરીબ ગાય જેવી બની ગઇ

'ના રડ, દીકરા મારા! કલેજા, શુ કરવા રડે છે? આય શુ મમા તારી આગળ છે,' તેણી બોલી અને જરબાનુને એક શબ્દ પણ કહ્યા વીના તેણી પાલણા આગળ ગઇ અને તે ભુલકાને બહાર કાઢયુ

'મમાને એક કીસને કોટી કર, બીહ ના, દીકરા હવે તો હુ આવીછુ એટલે રડવાનુ નહી જો

'હાધી મમા, મને બઉ બીત લાધી!' તે ભુલકું ડચકાં ખાતુ બોલ્યું

'મારૂં દીકરૂં-મારૂ લાડકુ રે! શીરીન તે બચ્ચાંને ચુમ્મીઓથી ગુંગળાવી નાખતા બોલી.

જરબાનુ તુરત ધીમે પગલે તે ઓરડામાથી નીકળી હેઠલ આવ્યાં. તેમનુ બદન ધ્રુજતુ હતુ તથા તેમનો ગમગીન ચેહેરો વધુ ફીકકો થઇ ગયલો હતો પોતાના ધણીના ઓરડામા તેઓ ધીમાં કદમે દાખલ થયા. 'જમશેદ,' તેઓએ કહ્યું, 'માય-દીકરાં હવડા સાથે છે. કદી કદીબી જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી એક બચ્ચાને તેની માય પાસેથી લઉંશ નહી. મારા મરહુમ બચ્ચાની યાદજ રહે તો સારૂ. મને આ બચ્ચાનો આટલા વખતનો ટળળાટ મારાથી જોવાયોજ નહી વાહલા, તમે જો એ માય દીકરાને જોયા હતે-જ્યારે એ બાઇ અંદર આવી ત્યારે તેણીના ચેહેરા પર પથરાયલી ખુશાલી ખચ્ચીત જોવા જોગજ હતી!'

'ખરેખર કોઇ જબરી છાતીવાળી બાઇ છે' જમશેદજીએ જરબાનુને પોતાના પાસામા ખેચતા કહયુ, 'જર, એ બાઇએ કેવી છાતી ચલાવી તે તુ જાણેછ? મે મે તને કહયું હતુ કેની કે રૂસ્તમ વાડયો મારો વીસ—હજાર રૂપ્યાનો કરજદાર છે! તને એનુ બચ્ચુ ઘણુ પસંદ પડવાથી મે એ કરજની તેને રીસીટ ભરપાઇ કરી આપી અને તેના બદલામા એ બચ્ચુ લીધુ આવા એક ટગણ માટે મને મોટી કીમ્મત આપવા પડી તો ખરી, પણ જયા એ બચ્ચુ તને પસંદ પડયું એટલે મને ઝાઝી દરકાર લાગી નહી. હવડા એ બાઇ તે રીસીટ લાવી અને મારી આગળ તે ફાડીને ટુકડા કરી નાખી. હવે એ રૂસ્તમ વાડયો માર્યો જવાનો! હુ શુ કરૂ!'

'નહી, મારા જાન તમે એમ ના કરતા!' જરમાનુએ ઘણુજ હેતથી પોતાના ધણીના ગાલો પસવારતા કહ્યુ 'એમ ના કરો! તેમ થવાથી આપણા હાથમા શુ આવવાનુ? બપોર પછી એ બચ્ચાને પટાવતા મારો દમ આવી ગયોછ પણ એ બચ્ચુ ચપ્પુજ નહી એ બચ્ચાને ખાતર એના મા-બાપને સતાવવાની જરૂર નથી, તમે જો મો ખરેખર ચાહતા હો તો મારે ખાતર હુ કહુ તેમ કરો!'

'કબુલ મજુર સહી દસ્તક પોતે' બસ બીજુ કાઇ બોલવુ છે' મારા જાન, તુ જાણે છે કે તારે ખાતર-તને ખુશ રાખવા હુ કાઇબી કરવા તઇયાર છુ'

'ત્યારે તો હુ કહુ તેમ કરો,' જરબાનુએ જણાવ્યુ 'હવડાજ તપે જાઓને બીચારા રૂસ્તમ વાડયાને મળો તેને જઇને કહો કે તેની બઇરી તથા બુચી હયા સારા પેહે છે અને-જાન-તેને તમારા માગતા પઇસાની નવી રીસીટ કરી આપજો મારી તરફથી આવતી કાલની તમારી સાલગીરીની તેના બુલકાને બટ કહીને આપજો ને આવતી કાલનો દીવસ એ લોકો આપણે ત્યાજ ગુજારે એમ કરજો જમશેદ જો તમો ખુશ થયલી જોવા માગતા હોય તો જરૂર હવડા જઇને આટલુ કરી આવો!'

'જર, તુ મા ખરેખર વીચીત્ર છે' કાલ સુધી આ બચ્ચા માટે તુ' મને જણાવતી હતી અને હવે તે પાછુ આપવા માગે છે?'

'એક માયનો પ્યાર કેવો બળવાન છે તે હુ ભુલી ગઇ હતી ને' તેણીએ ખોલાસો કીધો, 'મારા કેહવા મુજબનુ હવડા કરો ને એ બીચારાને કાઇ ધધે લગાડો!'

'તે તો હુ કરનારજ છુ મારા મેનેજરની જગ્યા મે એને આપવા કહયુ છે છ તો પોરીયો હુસ્યાર ને ચીલ ઝડપ્યો મનેબી એવાનુજ કામ છે ચાલ વારૂ તુ ખુશ થાય છે તો તારો હુકમ બજાવવા આ હુ' ચાલ્યો'

પણ નવલખી શેઠને બહાર નીકળવાની જરૂર પડીજ નહી, કેમકે તેજ પળે રૂસ્તમ ગમગીન જીગરે પોતાના બુલકાને લઇ જવા આવ્યો અરસપરસ ખોલાસા થઇ ગયા અને બધાના જીગર પાછા ખુશાલ થઇ ગયા, હસી ખુશીમા તેઓ બધાએ સાથે સાલગીરીનો દીવસ ગુજારયો. નવલખી શેઠે પોતાની સ્ત્રીને આપેલુ વચન બરાબર પાળ્યુ

હવે કાંઈ વધુની જરૂર છે?

(સમાપ્ત.)

---

# એક કાંહણી.

# ઇંગ્રેજી સંસારની વાર્તા.

( લખનાર—**અમનજી નવરોજી કાબરાજી.** )

અમેરીકન ઇડયનોનું જોર ભાગવા માટે તેમના મુલકોમા રેલવેનો પગપેસારો કરવાનુ સઉથી ગોગ્ય પગલું જણાયુ હતુ, અને તેથી ન્યુયોરકની બાજુમાથી રેલ નાંખવાને લગતા કત્રાકટના કામ જીવને જોખમે ચલાવવામા આવતા હતા એમ છતા મરવુ કે નેહાલ થવુ એવા અભિપ્રાયના આસામીઓ જોઇએ તે કરતા વધુ મલી આવી શકતા, ને તેવી એક ટોલકી જોન મારશલ નામના એક બહાદુર અને જવાન સીવીલ એનજીન્યરના ઉપરીપણા હેઠળ તે ઓરદુમા કામ કરતી પડાવ નાખી પડેલી હતી એ જવાન કાલેજમાથી નવોજ પાસ થઈ નીકળેલો હતો, ને તેણે હજી દુન્યા પુરી પાધરી જોઇ ન હતી, માટે તે બીહીક શા તે જાણતો ન હતો અને તેની હીમતને આધારે તેની ટોલકી બીનદહેસ્ત અને ઉલટમદ કામ કરતી હતી

એક દહાડ જોન 'મારશલ' પોતાની ઓફીસમા બેસી કામ કરતો હતો તેની 'ઓફીસ' તે બાજુએ લાકડાનુ કામ ચલાઉ ઉભું કરેલુ જગલી જેવા દેખાવનુ એક ઝુપડુ હતુ, અને તે લખતો હતો તે કાગલપર સામેના દરવાજા પરથી કાઇ ઓળો પડયો, માટે ડોકુ ઉચુ કરી તેણે જોયુ, તો બારણામા એક અસત ખુબસુરત જવાન ઉભેલો 'હતો તેનો ચહેરો મીઠો અને હોસાન જોવા જોગ હતુ ને તે માડ માડ સત્તર અઢાર વરસની ઉમરનો જણાતો હતો

"કેમ અહી શુ માગેછ, છોકરા ?" મારશલે હીકાસથી પુછયુ

"મને કામ જોઇએચ, સાહેબ," તેણે બીહતા બીહતા કહયુ

"વેલ, અમારા સેકસનમા હવે હુ આપી શકુ એવી મારા હાથ તલે જગ્યા કઇ નથી"

"જોન મારસલે ઉઠીને હવે બહાર આવતા કહયુ, પણ તુ શુ કામ કરી શકશે ?'

"હુ લખી જાણુચ, કદાચ હીસાબ કે ચોપડાની બતાવશો તેમ રાખી શકશ," તેણે કહયુ —

"પણ એમ કરતા તમારે ગમે તે—"

"પણ ત્યારે તુ કઇ હથ્થારો વડે કામ કરી શકે એમ નથી ? તારા હાથ અતી ઘણા નાજુક જણાય છે"

"જી હા, પણ હુ વાખાનો મારેલો છેઉ, ને મને કોઇબી કામ આપશો તો તે હુ દીલથી કરશ" તે છોકરાએ આગ્રહ કર્યો

"પણ તુ એકલો આવા એક જગલી મુલકમા કેમ આવવા પામ્યો ? !'

તે છોકરો કાછક શરમાઇને લાલ થયો, પણ તેણે કશો જવાબ દીધો નહિ.

"વેલ તુને તે નથી કહેવા ગમતું તો મને કાઇ તેની જરૂર નથી, પણ હવે તારૂં કરવું શુ ? તુ કાઇ રેલ નાખવાના ખડતલ કામમા તો ચાલવાનો નથી, ત્યારે તુને બીજુ શુ કામ આપવુ ? મારા પર કામનો ઘણો બોજો છે ને મને એક મદદનીશ મારા હાથ નીચે કલારક જોઇએ છે ખરો, અમારી ભુખરી બારસ કપની તેવો પગાર" સેકસન કરતી નથી"

"તેની ચીતા નથી, સાહેબ," તે છોકરાએ કાલાવાલાથી કહ્યુ "એક થોડા મહીના તમારે ત્યા જો મને ખાધા બદલ નોકરી રાખશો તોબી હુ ઘણી ખુશીથી અને ઘણી ઇમાનદારીથી ને કરશ મને ફ્રકટ રેહેવાને એક છાપરુ ને ખાવાને કાંઇ સુકુ પાકુ મલે તેજ ઘણુ છે"

"ઓલ-રાઇટ, ત્યારે એ સરતે તને રાખવા ખુશી છુ," દયાળુ દીલના જોન મારશલે તે છોકરાના અજબ જેવી કોમળતા અને ખુબસુરતીથી છક થઈ તેની દયા ખાતા કહ્યુ તારૂ નામ શુ ?"

"ફ્રેરેક બ્રાઉન, સાહેબ"

અને તે દહાડેથી જોન મારશલનો આ મદદનીશ તેને કીંમતી મદદ કરવા લાગ્યો. તે નાજુક હતો અને તેથી ખડતલ ન હતો, પણ મેહેનતુ અને ઉમગી હતો તે સારી રવેસે લખી વાચી જાણતો હતો

તેના હરફ જોન મારશલે હસેતા તેમ કાઇક બહરા રોકા પણ ઘણા ગુણકદાર ને ખુબસુરત જોયા, તે શામટી રીતે તે એક ઘણોજ ઉપયોગી મદદનીશ નીવડયો તે ખતથી મારસલનુ અરધુ-અરધ કામ ઉપાડી લેતો, ને એ રેવેસે મહીનાઓ ગબડી ગયા, કે જે અરસામા તે શેકશનમા ફ્રેરેક સર્વ કોઇનો ઘણો માનીતો લઇ પડયો

અતે તે બોરદુનુ મારશલના સેકશનનુ કંત્રાકટ તમામ થવા આવ્યુ અને એ મુદતમા ફ્રેરેક અને જોન વચ્ચે અતી ઘણી મીત્રતા જન્મ પામી ચુકી હતી તે બેઉ વચ્ચે શેઠ અને વાણોતરનુ નતુ પણ આખો વખત સાથે રહેવાનુ હોવાથી અને લગભગ સમવયના અને મલતાવડા સ્વભાવ ને ખવાસના હોવાથી તેઓ એક-મેકને એટલી બધી ઘાડી દોસ્તીથી હલી જવા પામ્યા કે એ કામ પુરૂ થવા આવ્યુ તે વખતની આસપાસ તો તેઓને એકમેક વગર ચાલતુ વટીક ન હતુ !

"ફ્રેરેક" એક દહાડે તબુમા એકલા ને નવરા બેસતા જોન મારસલે કહ્યુ "આ અઠવાડીયાની આખેરીમા આપણા સેકસનનું કામ પુરૂ થશે, ને બધા પોત-પોતાને વતન પાછા ફરશે, વાસ્તે તે તારે વાસ્તે શુ ધારી મુકયુ છે ?

"કશુ નહિ, સાહેબ,' ફ્રેરેકે ગમીથી કહ્યુ ને દુખથી માથુ નમાવ્યુ

"હુ તો એક મહીનો મારે ઘેર જવાનો છેઉ" જોને પોતાની મતલબ સમજાવી કેમકે નવેસરથી કોઇ નવા કામમા પડવા પહેલા આએ જેહેમત પછી મને એકાદ માસના વીસામાની જરૂર જણાય છે પણ તુ શુ કરશે ? જો તુને કેઠે નહી જવુ હોય તો હુ તુને મારી સાથે મારે ઘેર લઇ જવા ઘણો ખુશી છેઉ, કેમકે તે કોઇ એવી રીતે મારૂ હીત આકરશી લીધુ છે, કે જાણે મને તારેથી છુટો પરવા ગમતુ જ નથી ! અને જોન મારસલ બેલના એ ખરા પણ બેવકુડી ભરેલા ખ્યાલની રમુજમા ખડખડ હસી પરયો.

પણ ફ્રેરેક બ્રાઉને તો જરા મોંહબી મલકાવ્યુ નહિ !

"કેમ શુ છે ફ્રેંક ?" મારશલે અજાયબી થી પુછયુ,

"આજે તુ જરાબી ખુશીમા જણાતો નથી"

"મારો જીવ રજીદા છે," ફ્રેંકે ગમગીનીથી કહયુ "

"પણ તેનો સબબ ?"

"તે એક લંબાણુ વાત થશે," ફ્રેંકે કહ્યુ અને વળી તે કહેવામાં મને કેટલીક નામોશી લાગશે

'છટ, હવે આપણે દોસ્તો છીએ તો પછી નામોશી કેવી હોય!" જાન મારસલે હીમત આપી અને પછી તેને શુ કહેવુ હતુ ત પ્યારથી પટાવીને પુછયું, એટલે ફ્રેંકે તે હકીકત કહી —

ન્યુયાર્કની મોહાક નદીને કાઠ એક વખત મી૦ લેમપર્ટ નામનો એક વેપારી રહેતો હતો એક વખત તે ન્યુયાર્કનો જાણીતો ને પકાયલો વેપારી હતો પણ પાછળથી કાઇક પડી ભાગો હતો, અને ત્યારે મોહાકના એક એકાત ખુણામા તે પોતાના નાધળા કુટુબ સાથ સદાની એકાત જીદગીમા પણ સુખથી રહેવા આવ્યો હતો તેનુ કુટુબ ઘણું નાધલુ હતુ ફકત તે પોતે, તેની બાયડી અને એકજ દીકરી, દીકરીનુ નામ ફ્રેની હતુ, અને તેઓ ઘણા ચમનમા રહેતા હતા

"તેઓના મકાન આસપાસ કઈ ઝાઝા લોક વસ્તા ન હતા, પણ તેની તેમને કાઇ પરવા ન હતી. મીસ્તર અને મીસીસ લેમપર્ટ એકમેક પર જાન આપે એવુ વફાદારીમા વળગેલુ એક જોડુ હતુ અને તેમની સદાની દોલતને સઘળી મોજ એક પુરી ફ્રેનીમા સમાયલી તેઓ માનતા હતા, મી૦ લેમપરટ— ધધાની ખરાબીમાથી જે થોડી પુજી બચાવી શકયા હતા તેના જોરે તે નોકર નફરોન સુખવાસ સાથે એ સઘળુ કુટુબ પુરતાં આનદમા હતુ

"પણ એ સુખ સદા રહયુ નહિ જે તનદારસ્ત જગ્યામા તેઓ રહેતા હતા ત્યાથી કોલેરાએ પોતાનો નેસ દેખાવ કર્યો, ને તેબેઉ ધણી–ધણયાણીને એ જાલેમ દેવ એકજ ફટકે બે–ત્રણ દહાડાની રમતમા નહિ ધારેલી રવેસે ઘસડી ગયો! મોહન કોઇને મુકતુ નથી પણ આ અચણુચ આફતથી ગરીબ ફ્રેની ફસાઈ ગઇ તેની ઉમર હાલ પુરી તેર વરસની થઇ ન હતી ને તેટલા એ સતાપના સબબે તે નહી ધારેલી નીરાધાર રવડી પડી તેને કોઇનો કમો ઓથો ક આધાર હતો નહિ, ને જે દુરના લતા ઉપરથી બે પાચ પડોશી મદદે આવ્યા હતા તેઓએ તેની એક દુરની સગી એક વીધવાને મોહોબી કાઢી દયાને ખાતર તેનુ પાખડુ તેણીને સોપી આપ્યુ

"તે પછી ફ્રેની તેની સાથે તેના ન્યુયાર્કના ઘેરમા રહેવા ગઇ ફ્રેનીના બાપની જે થોડી ઘણી પુજી હતી તે ફ્રેનીની નાદાન વયનો–લાભ લઇ તેણે તેજ દહાડાથી પોતાની કરી લીધી, અને પછી તે છોકરીને તે ડોશી પોતાની મતલબ મુજબ ઉધારવા લાગી ને તેણીની હદ વગરની ખુબસુરતીથી છક થઇ હતી, અને તેથી ઉમરે આવતા તે કોઇ હવશી ધનવાનને લગનમા તેણીને વેચી નાખીને પોતા માટે એક સારી રકમ પેદા કરવાની ઉમેદમા હતી એ સઘળુ ફ્રેની જલદીજ જોઇને જાણી ગઇ પણ તે શુ કરે ને શુ કહે ? તેને બીજો આશરો કોણનો હતો ?

"અતે તે ડોશીનો અભખરો પુરો પડે એવો એક ફ્રેનીના હાથનો દાવાદાર રજુ થયો.

તે એક લખોપતી હતો, અને ઉમરે માત ફ્રેનથી ત્રેવડી કરતા થોડી ઘણી વધારે હતી તેની ઉમર સાહઠની હતી, ફ્રેનીએ આ દગ-બાસ્ત સામે બડ મચાવ્યુ, ને તે સગીએ તેને આમ કસાઇને બારણે સમજુતથી વેચવાને ઉંધુ ચતુ તહરેવાર સમજાવ્યુ, પણ તેણીએ કશુ માન્યુ નહી અને તેને દબરાવાને મસે એક દહાડે તે ડોસીએ તેને ગુસ્સામા પાખડુ પકડી ઘરમાથી બહાર હાકી કહાડી, ને તે કમ નશીબ છોકરી પોતાના નશીબને રડતી ને માગતી તે ઘરમાંથી ગુપચુપ બાહેર નીકળી."

હ્યા તે છોકરો થોભ્યો અને આગલ વધવાને દેખીતી આનાકાની કરવા લાગ્યો

"કેમ, તારી વાત તો અધુરી રહી" તેને અજાયબીથી પુછ્યુ, "તે છોકરીનુ પછી શુ થયુ ને તેને તારી વાત સાથ શુ નીશબત છે તે તો હજી કહ્યુ નથી?"

"તે બીચારી પાસ પુર ખાવાનુ લેવા જેટલા પઇસાબી ન હતા માટે કાઇ કામની ઉમેદમા અને પ્રમાણીક મેહેનત કરી કમાઇ ખાવાની આશામા તે દુકાને-દુકાન અને તે વખારે-વખાર કામને માટે રવડી" ફ્રેંક બ્રાઉને તે કેફ્યત પાછી આગળ ચલાવતા કહ્યુ" પણ તેને કોઇએ કશુ કામ આપ્યુ નહિ. તે એક સસ્તા ભાડાના કગાલ એકાતમા રાતવાસો રહેતી પણ પોતાની હોરમતના-બચાવને વાસ્તે તેને ત્યા હમેશ બીહી ધ્રુજીને રહેવાનુ હતુ વળી તે જાહળી કામની સોહબતમા જતી ત્યા પોતાની ખુબસુરતીને નાચારીને સબબે અપમાનો ભરેલા સુખનો સાભળી જખમી દીલે અને ધીક્કારની લાગણી કરતી અને તેને એક ખ્યાલ થયો "જો હુ છોકરીનો અવતાર તજી દઇ પુરૂષ તરીકે ફેરવાઇ જાઉ તો મારો પેટનો જોખમ કપાઇ જાએ" તેણીએ એક દહાડે મનમા ધારયુ, ને એ ધારવા સાથે તેણે એ ઠરાવ અમલમા મુકયો. એક સાદો પુરૂષનો કપલીટ પોષાક તે ખરીદી લાવી અને પહેરયો, પણ નાગન જેવા લાબા કાલા કમર સુધીના વાળની નડતલતો જેને તે રહી! અને તે નડતલ કાતરે દુર કરી આપી. તેણીએ તે બધા બાલ કાપી નાખ્યા, ને છોકરાની અધના ટુકા બાલ ને મરદના પોષાકની તે ઓરત હતી, તે હવે પકકો મરદ બની ત્યાર પછી ભટકતા-ભટકતા તેને 'બફેલો' મા અને પછવાડેથી ચીકાગોમા' ટુક ટુક મુદતની નોકરીઓ મલી, જેથી પુરૂપ તરીકે તે ઠીક કમનસીબ વખત ગુજારી શકી, તેને મા-બાપના રાજના સુખી દીવસો યાદ આવતા, ને તે લોહીના આસુ પોતાની આખોમાથી એકાતમા બેસતી ત્યારે ટપકાવતી તેને ખડતલ કામ ઘણા મલતા, પણ ને તે બીચારી કરી શકતી નહી, અને કલારક કે એવાજ નાજુક કામની નોકરીઓ તેને ઠરીઠામથી કે જલદી જલદી મલતી નહીં, અને પછી આ જગલી બોરદુમા રેલ નાખવાનુ કામ ચાલતુ હતુ તે વાત અકસમાતથી એક દહાડે એક પેપર મારફતે તેની જાણમાં આવી, અને ત્યારે તે હીમતથી અહીના બધા જોખમો છતા એણીમેર આવી!"

"અહી?" જોન મારસલે અજાયબીથી ડોળા ફાડી પુછ્યું "બાપરે, કીયા? કીયા સેકસનમા?"

'તમારે તાહા,' નીચી નજરે ને ઘણાજ ધીમા સાદે તે ઠગારા 'ફ્રેંકબ્રાઉને" જવાબ દીધો.

"ત્યારે શું તું ઓરત છે?" જોન મારસલ ભારે અજાયબીમાં ખુરશી પરથી ઉછાળો મારી ઉઠી બોલ્યો. તે પોતે કુમારો હતો અને

શરમાલ હતો, માટે હીંમતવાન ફ્રેનીને પોતાની સામેની બેઠકપર સરમથી લાલચોળ થઇ ગયલી ને નીચી નજરે હવે બેઠેલી જોઇને તે પોતે ઘભરાઇને તથા ઓશકાઇ સરમાઇને લાલ લાલ થઇ ગયો! મહીનાના મહીના સુધી એવી એક હીંમતવાન પણ આબરૂદાર ને પ્રમાણીક છોકરી સાથે તે અજાણમાં-એકાંતમા રહેવા પામ્યો હતો તે ખ્યાલની બાજુમાંથી તે જવાન છોકરો પાણી પાણી થઇ ગયો. હવે તેને એ મહીનાઓના અરસામા તેણે ફ્રેનીમા ઘણીક છોકરીને લગતી શરમ નાજુકાત વીગેરે વીગેરે જોયુ હતુ તે બધુ એક તડાકે યાદ આવ્યુ તેની વાતચીતજ અકસર નીતી ને ચાલચલણની હદ બાહેર સખતાઇથી જે તે હમેશ તાજુબ થતો હતો ને તેની દરેક હીલચાલમા દરકતમા વીગેરેમા એક નાજુક પથણીનીજ વતાણુ તે જોતે હતો, તેના ભેદનો પરદો ખુલ્લો થતા તે બે શુમાર અજાયબીથી હેરત અને દગ થઇ રહયો!

પણ વાચનાર પુછશે કે પછી શુ થયુ? પછી શુ થયુ તે કહેવુ જોઇશે? આ અરસ પરસના ખુલાસા થવા કેડે કેટલો વાર સુધીતો ગભરાતમા ને ઓસકમા બેઉ ચુપ બેસી રહ્યા, પણ તે અતે જોન મારસલે દાલેરીથી કહ્યુ, "ફ્રેની અરે ફ્રેની ફ્રેડ તરીકે હુ તારાથી છુટો પડવા માગતો ન હતો નો ફ્રેની તરીકે તો તારી નીતી દેલરી ને સકટની આ એક જાણવા જોગ ને દીલ ઉશ્કેરનારી કાહણી સાભળ્યા પછી હુ ખચીતજ છુટો પડી શકવાનો નથી, પણ તુ એક અબળા છે ને તે જાણવા પછી હુ તારી સાથ આબરૂથી રહી શકવાનો નથી, સિવાય કે તુ દીલની ખરી ખુસીથી મને પરણીને મારી ધણયાણી થશે. ફ્રેનીના તે શરમથી લાલ થયલા ચેહેરાએ ને નીચી નજરે કબુલ કીધુ. તેનીબી એજ એકજ ઉમેદ હતી તે જોન મારસલના મદદનીસ રીકે રેહવા પામી તે પછી તે કુલવાન—જવાનમાં તેણે ઘણુક એવુ જોયુ હતુ કે જેથી તેની સાહસેસાઇ ચચળાઇ અને બીજા અનેક સદગુણો માટે તે ઘણુ મોટુ મત ધરાવવા પામી, અને તેથી તે પ્રમાણીક પ્યારથી જોન મારસલને છુપી ચહાતી હતી

તે પોતાના માતાપીતાના મરણના સકટ પછી જો સુખથી રહેવા પામી હોય તો ફકત જોન મારસલના આશરા નીચેજ તે થયુ હતું, ને તેથી એ માનીતો આસરો ખોહી બેસવાની વાત તે વખત જયારે આવ્યો ત્યારે તે વીચારીને જે સ્વભાવીક દુખ લાગ્યુ ને થયુ તે બધુ આપણે ઉપર વાચી આવ્યા

અતે ખરી વાત તે સેકશનમા જાહેર કરવામા આવી ને ફ્રેનીની હીમત અને ઇમાનદારી (નીતી) ના જબરજા વખાણ સાથે સઉના ભલી દુઆ વચ્ચે ફ્રેની જોન મારસલની હકદાર ધણયાણી થઇ

જયારે એ ધણયાણી સાથે તે ઘેર પાછો ફર્યો ત્યારે તેના સગાઓ અને દોસ્તે તે એવી એક મનહરણ મોહરદાર કયાથી ઉપાડી લાવવા પામ્યો તે જોન મારસલને અજાયબી પુછતા, અને જવાબમા ઉપલી ઘણી રમુજી વાત કહી દેવા હમેશ તઇયાર થતો પણ તે વખતે ત્યા ફ્રેની જો આગળ હોવા પામતી તો તે સરમાઇને આજની ઘડી સુધી મોહબત સાથે પોતાના ખાવદના મોહપર ન્હાનો નાજુક હાથ દાબી દઈ તેને બોલતો અટકાવા માગે છે! (સુખી સેવટ)

# શેરદીલ માશુક.

( ટુંકી વારતા. )

( લખનાર—મશરેક. )

### પ્રકરણ ૧ લું.

#### મર્દાના લેબાસમાં ઝનાના !

એક ગબરૂ અરબ સરદાર પોતાનો તેજી અસ્પ ઉપર સ્વાર થઇને તે થવા આવતા અંધારાની દરકાર કર્યા વગર યાહોમ ધસ્યો જતો હતો

એકાએક તેના કાનપર કોઇનો અવાજ આવ્યો, જે અવાજ તે જે દીશા તરફ જતો હતો ત્યાથી નીકલતો નહી હતો—મગર બીજી જ તરફ આવતો હતો

હવે તેણે તે તરફ ઝીપલાવ્યુ, અને સીદી અકબરની મસઝીદ આગલ જઇ લાગતાજ ઘોડાને ઉભો રાખ્યો તેના એક ખડીયરમાથી થોડાક આસામીનો વાતચીત કરવા નો મોટો સાદ આવતો હતો, જે તેણે જાણી લીધુ કે તેનીજ મડળીના માણુસોનો હતો, એટલે તે અદર જવાની અગાઉ જરા વખત બહાર થોભ્યો ને પાક ખુદાની બદગી કરી લીધી—તેણે ઇચ્છયુ કે તેના માણુસો તરફથી તેને એવી ખુશ ખબર મલે કે દુશ્મનોને મારી હઠાવવાનો રસ્તો કઇ તરફ હતો અને હવે હુમલો કઇ પાખડીએ કરવાનો હતો

" પાક અલ્લાહ, તે ભોયરૂ અમારાં દુશ્મન રાજાનું પોતાનુજ ભોયરૂ હોય તેમ થવા—દેજે—અમારા જાસુસે જે વાત ને જે બીના તે છુપા ભોંયરાની બાબદમા કહી છે તે બધીજ ખુદા કરેને ખરી હોય—ને અમે તેજ ભોયરા મારફતે ધસી જઇ અમારા દુશમનનુ સર તનથી જુદુ કરીએ"—એટલુ બોલી રહયો કે તે ચોકયો, કાયજે સામેથી કોઇ સ્વારના ચાલવાનો સાદ તેના કાન પર પડયો

તેણે એક ઝડપું નજર નાખી, પેલા ઘોડેસ્વારને કોઇ જાસુસ—દુશમનના—જાસુસ—તરીકે માની લીધો ને તે એક છેડાયલા વાઘની માફક ઘોડો દપટાવી પેલા સ્વાર આગલ જઇ પુગ્યો ને તેને એક આચકો મારી ઘોડાપરથી નીચે ખેચી નાખ્યો

"ઉઠ" પોતાનુ ખજર ખેચી કહાડતા યુસુફે પોકાર કીધો, "ઓ શયતાનઝાદા, તુ અહી શુ કામ આવ્યો ! અને તેણે પોતાની કોલાહ તેના સરપરથી ઉચકી લીધી

તેજ વખતે યુસુફ અજાયબીથી બે કદમ પાછલ હઠયો, કેમકે પેલો શખસ કોઇજ નહીં પણ મરદના લેબાસમાં એક ઓરત હતી !

' તેં મારૂ બોલવાનુ સાભળી લીધેલુ છે, અમારો ભેદ તે મારા મોઢેથી જાણ્યો છે ' તુરતજ પાછુ ખજર ઉગામતા યુસુફે ગુસ્સાથી કહયુ " ને તુ ગમે તેવી હશે તોબી જો તુ સીધો જવાબ નહીં દેસે તો અહીઆને અહી આજ ઠાર થઇ જશે. "

મગર તે ઓરત ખામોશ રહી, યુસુફ વધુ ગુસ્સાબાઝ થયો ને તેને તેનો નેકાબ ચીરી નાખ્યો, બુરખામાંથી જે ચાદ સમાન ચ્હેરો દેખાઇ આવ્યો તે જોઇને યુસુફ દગ થઇ ગયો, ને તેના હાથમાનુ ખજર પડી ગયુ અજબ જેવી ખુબસુરતી તેના ચ્હેરાપર હતી ને અજબ લાલાશ તે બતાસા જેના ગાલોપર પયદા થઇ હતી—પાક ખુદાએ તેના ગાલને ભવાની વચમા એવી તો બે કાળીકાળી આખો બેસાડેલી હતી જે જોઇને કોઇબી મરદ સખ્ત ઝખમી થઇ જાય!

ધીમેથી તેણે પોતાની આખો ઉચકી ને પાછી નીચે નાખી, જ્યારે તેની આખમાથી આસુના બે ટીપા સરી પડયા

યુસુફે તેનો હાથ પકડી કહયુ "બાનુ, તુ અમારા દુશમન રાજ્ય તરફની તો છે-મગર કોણ છે!"

લેકીન તે ખામોશ રડયા કીધી

'શુ તુ દલગીરીના દુખમા ડુબેલી છે?' યુસુફે નરમ થઇ પુછ્યુ "તુ કાય આવી રાતને વખત અહીં આવી?"

મગર તે ખામોશજ રડયાજ કીધી!

યુસુફ હવે તેની આગળ ગુઠણે પડી જઇને સમજાવત કરવા લાગ્યો.

## પ્રકરણુ ૨ જું.

### દુશમનપર આશક

'અફસોસ, મને એક એવા મરદ સાથે પરણવાનુ દબાણ કરવામા આવેછ જે મને મુદ્દલ પસદ નથી-એો હુ તેને માથાથી પગ સુધી ધીક્કારૂછ તો કેમ તેની સાથે શીહાદી કરી શકુ?" તે આખરે નીસાસો નાખીને બોલી 'પ્યાર વગરના લગન કરતા તો મરવુ હઝાર વાર બહેતર છે"

"એવા પ્યાર વગરના લગન કરવા તમને કોણુ કહેછ! તમારા પીદર તેમ બોલતા હોય તો મને તેવણનુ નામ આપો" યુસુફે કહયું.

યુસુફ હવે જરા પાણી પાણી થતો હતો!

"હાજી, મારા પીદર તેમ કહેછ, તે તેવણનુ નામ સુલતાન અબદુલ્લા છે"

"કોણ, સુલતાન અબલ્લા? અમારો દુશમન? ને તુ તેની બેટી બદ્રીયા?" હયરત થઇને યુસુફ પોકારી ઉઠયો'

"હાજી, હુ તમારા લેબાસ ઉપરથી જાણી શકીછ કે તમો મારા પીદરના દુશમન છેઓ"

"ખરી વાત છે યુસુફે હીમતથી કહયુ" આવતી કાલે અમારા પચાસ હજાર સીપાહો તમારા લશકર ઉપર તુટી પડશે—"

'પચાસ હજાર?" તેણીએ ફીક્કા પડી જતા જાને ચીસ પાડી "ને તમે મારા પીદરને મારી નાખશો'—ઓ નહી, નહી, તમે મારા પીદરને ના મારતા, તેનો એક બાલબી વાકો ના કરતા"

"પ્યાર વગરના લગનનુ દબાણ તારી ઉપર કરવામા આવેછ તોબી તુ તારા પીદરને બચાવવા માગેચ?" યુસુફે જરા અજબ થવાનો ચ્હેરો કરીને સવાલ કીધો.

"અરે હા" તેણે તુરતજ કહયુ 'હુ મારા પીતાને ખાતર, મારા દેસને ખાતર, મારી રઇયતને ખાતર તમોને મારો જાનબી આપવા હમણા ખુશી છુ, તે લોક ઉપરથી મારો પ્યારો જાન સદકે કરવા તઇયાર છુ.

"આજે રાતે આપણે મીત્ર તરીકે અહી મલીએછ બદ્રીઆ-મગર કાલે આપણે દુશમન તરીકે એક બીજાને જોઇશુ, હા-પણ જો તુ મારા કાબુમા અહીજ આજે રહે તો કાલે તારો જાન બચી શકશે"

"નહીં" બદ્રીયા ઉઠીને હીંમતથી બોલી 'હું એક ઓરત છઉં, મગર અહી મને બચાવવાને ખાતર હુ રહુ તેના કરતા તો મારી રઈયતમાના બે ચારનેબી બચાવી શકતી હોઉ તો હુ લડાઈના મયદાનમા તમો સાથ બ થોબાથ લડીશ કઇકને મારીશ ને પછીજ મારો જાન મારા દેશને ખાતર છોડીશ '

"યાદ રાખ બદ્રીયા, તુ લડાઇના મય-દાનમા જાય તે અગાઉ તો એક જાસુસ કાયદાની રૂએ મને તુને આજેજ—હમણાજ મારી નાખવી જોઇએ

"માર, કાયદાની આખોએ જોતો હોય તો તુ મને મારી નાખ, તારા ખ જરની ધાર પર મારૂ લોહી રાખીલે, ને મને કાલ કરતા આજેજ બેજાન કરી દે," બદ્રીયા બહુજ મક્કમ રીતે બોલી 'લોક કહેશે—કહેશેને એટલુજ કહેશે કે તે એક સ્ત્રાને મારીછ, નીરાધાર, લાચાર એક અબળાને મારીછ ને આ ગમખારી, તે, એક એવી ઓરતને મારીછ જે પોતાની ગરીબ રઇયતને બચાવા માગતી હતી છતાંબી તે બચાવી શકી નહીં હતી —"

"બસ બદ્રીયા બસ કર-હુ તુને કાયદાની નજરે જોતો નથી, હુ તો તુને કોઇ બીજીજ નજરે જોઉ છુ અને તે શુરવીર અહી ગુઠ-ન્યે પડયો, ને તેણે પોતાના હાથમા બદ્રીયાનો જમણો હાથ લઇ ચુમ્યો

## પ્રકરણ ૩ જું.

## ગીરફતાર.

બદ્રીયા લાલચોળ થઇ ગઇ, અને તેણે થોડીક પલ પછી એક નીસાસા સાથે યુસુફના ખભાપર માથુ નાખી દીધુ યુસુફે તેના ગાલ પર બે ચાર ચુમી લીધી

આ વખતે કાંઈ ખખડાત થયો, મગર એ ઉપર કઇબી ધ્યાન આપવામા આવ્યુ નહી લેકીન સામેની તરફથી તેનાજ માણસોમાથી એક લશકરી ટુકડી કોઇ બીજા અફસર સાથે તે લોકની તરફજ આવતી હતી

"બદ્રીયા—મારા જાન, પેલી તરફના ટુકા રસ્તાએ નહાસી જા—સામેથી જે લોક આવેછ તે તુને દુશમન જાણી જરૂરજ મારશે—ને જો તારા એકબી બાલને નુકશાન પહોચશે તો હુ મને પોતાને જીવતો મુએલો સમજીશ

બદ્રીયા પ્યારની એક નજર નાખી ધોડો ડપકાવી ચાલી ગઇ—અને બોલબોલતામા નજર આગલથી ગુમ થઇ

પાએક કલાકમા પેલી ટુકડી ત્યા આવી પ્હોચી અને તે આવીને તુરતજ એક માણસ બહાર નીકલીને બોલ્યો 'આએજ તે યુસુફ છે, જે આપણો દોસ્ત થઇને દુશમનને મદદ કરે છે"

'શુ છે, શુ છે?' કેટલાકો પોકારી ઉઠયા

"હમણાજ પાએક કલાકની વાત ઉપર તેણે આપણા દુશમનની છોકરીને બચાવીને નહશાડી છે, જે આપણી તરફ જાસુસી કરવા આવેલી હતી, હુ પછવાડેની દીવાલ તરફ ઉભેલો હતો, મે એ લોકની બધી વાત સાભ-ળેલી છે ને જો કે હુ કોઇ રીતે તેજ વખતે એને પકડાવી સકુ તેવા મોકામા નહી હતો તોબી હુ ખરૂંજ કહુ છુ કે એને એક—બુરામા બુરૂ કામ કીધુ છે—દુશમનની છોકરી સાથે મહોબત કરી તેને હાથ આવેલી જતી મુકી છે."

"યુશુફ એ વાત શુ ખરી છે?" પેલી ટુકડીના અફસરે પોકાર માર્યો

"હુ તેનો જવાબ આપવા સાફ ના પાડુ છુ" યુસુફે હીમતથી કહયુ.

"તારો જવાબજ કહી આપેછ કે તું ફીતુરી છે—પકડો એને ને સુલતાન આગલ લઇ ચાલો

હુકમને તાબે થઇને તુરતજ ચાર સીપાહો યુસુફની આજુબાજુ વીટલાઇ ગયા અને તેને ગીરફતાર કીધો

યુસુફને રાતો રાત સુલતાને તેને મોતની સજા કીધી

સહવાર પડી, એક તરફ યુસુફને મારી નાખવા એક નાની ટુકડી છાવણીમા બહાર પડી અને બીજી તરફ તોપના ગોળા ગબડવા લગ્યા

યુસુફના કપડા ફાડી નાખી, તેનુ બખ્તર તેના સરીર પરથી ઉ કી લીધુ ને તેને ખજુરના એક ઝાડ સાથે મજબુત સીકડી લઇ બાંધવામાં આવ્યો ને તે આખો દીવસ તેને ભુખે રાખી ચાબકે ચાબકે મારીને રીબાવી રીબાવીને મારી નાખવાનો હતો

આખો દીવસ તો શુ મગર બે કલાકમા મારના જોરથી યુસુફ બે શુદ્ધ મુરદાલ થઇ રહયો, અને બીજી તરફ બેઉ લશકરો વચ્ચે મોટી જુમબેસી ચાલવા સાથે તોપના ગોળા એકમેકના મુખ ઉપર મારવામા આવ્યા

## પ્રકરણ ૪ થું.



### શીહાદી

જ્યારે યુસુફ બેસુદ્ધીમાથી જાગ્રત થયો ત્યારે તેણે પોતાની અજાયબી વચ્ચે પોતાને એક નરમ રેશમી સુંદર બીછાનામા સુતેલો જોયો તેના શરીર પર ઠંડો પવન નાખતી બે સ્ત્રી નોકરો ઉભી હતી અને હાથમા ઠંડા પાણીનુ નકર સોનાનુ બનાવેલુ પ્યાલુ પકડીને કોઇ ખુબસુરત સુંદરી બેઠી હતી જેણીના હાથપર ચકચક કરતી હીરાઓની બાંગડીઓ ઝમઝમતી હતી અને તેણીના ગલામા મોતીની માલા લટકતી હતી

યુસુફની આખ જેવી ઉઘડી કે તે ખુબ સુરત સુંદરીએ તેના કપાળપર એક ચુમી લઇ વેહેલીકેજ પોતાના હાથમાનુ ઠંડા પાણી નુ પ્યાલુ તેના હોઠ આગળ ધરયુ

ગડગડ ગડગડ તે પાણી યુસુફે પીધુ જેમા ઉંચો શરબત નાખીને મીઠુ બનાવવામા આવ્યુ હતુ પાણી લીધા પછી "યા પાક ખુદા" નો શુક્ર ગુજારી કરનારો વાક્ય યુસુફે ઉચાર્યો ને તે પાણીના આપનાર તરફ જોયુ

તેજ-તેજ વખતે બદ્રીયા, તેની સુંદર વ્હાલી પાણી આપનાર માશુક તેની છાતીપર ઢલી પડી અને તેના હોઠ સાથે પોતાના હોઠ લગાડી તેમને તેમ થોડો વાર ઉભીજ રહી

આ વખતે એક દમામદાર આકાર ત્યા આવ્યો અને તેને જોવાથી બદ્રીયા યુસુફન માથામાથી છુટી પડી ગઇ અને યુસુફ તેને જોઇને ઉઠી છાતીપર હાથ દઇ ઉભો

"પીદર આ રહયો મારો વ્હાલો યુસુફ"

"હુ નીહાયત ખુશી છુ-હુ ઘણોજ ખુશી છુ તમોને જોઇને એ નામવર યુસુફ-એમજ જાણોકે તમેજ મારી રઇયતને--મારા દેશને ને અમે બેઉ બાપ-દીકરીને બચાવ્યા છે"

સુલતાન ખુશ થઇને બોલ્યા "મારી બેટી જે બાયરાની વાત અને તમે લોક શુ શુ-કહેવાના હતા તે વાત જાણીને પુરેપુરી જાસુશી ચલાવીને તમારા પંજામા ફસી તેને તમે બચાવીને અહી આવવા દીધી તેજ સમજો કે અમારો બચાવ તમોએ કીધો અમને તે લોક મારા મારીને મારી નાખવાના હતા, પણ પાક અલ્લાહના હુકમથી તે અગાઉ તો હું તમારા સઘળા લશકરને જીતીને તમારા દેશમા દાખલ થયો-અને તમને ઝાડ સાથ બધાયલા જોયા ને મારી બેટી જે મર્દાના લેબાસમા લડાઇ અંદર અમારી સાથે હતી તેણે તમુને પીછાણી લીધા-અહી લાવીને તમારી સારવાર કરવામા આવી"

યુસુફ સુલતાનના પગ પર પડયો

થોડાજ દી સમા ખુબસુરત શેરદીલ બદ્રીયા ની શીહાદી યુસુફ સાથે કરવામા આવી

(સમાપ્ત.)

# બત્રીસ વાનાનું વસાણું.



એક દહાડ રતનશાહ શેઠ પોતાની મીસીસ ગુલાને કેવા બેઠાકે ગુલા–જો ગુલા ઘરમા બનાવીને તાજુ તાજુ વસાણુ ખવાગ, આજે મારો એકાએક એવો જીવ થઇ આયોછે કે તુ બનાવે તો હુ બેશીને ખાઉ ! પણ, શુ કરૂ ? એમા તો કેજે બત્રીસ જાતનુ વાનુ હોય તો વસાણુ ખવાય ! શુ એ વાત ખરી હશે ?

**ગુલાં**––ભેજું ના ખાઓરે ! તમુને તો વસાણુ–મેથીપાક–સુવાપાક બધુ ગમશે, મુઉ એકાએક એ શ યાદ આવી ગીઉ ! આજે પચીશ દહાડાની કેઉચ કે આપણા ધનજીશાહના લગન આવી લાગા નેમારૂ તો કેતાકેતા તાલકુ બી છોલાઇ ગીઉ પણ મવુ તમે તો પેલી લગનની સેસમા મુકવાને ચાદીની જનશો નહી લાવતા તે નહીજ લાવતા જાઓ જોઉ પેલા જાનીતા વેપારી **શા૦ હીરજી રામજી** ને ત્યાથી લગનની સેસમા મુકવા ચાદીને છેરો પગે ગુલાબાશ પીગાણી માછલી પાન સોપારી ખાડા વીગેરે લાવી આપો તો કાલનુ કાલ તમુને બત્રીસ વાનાનુ વસાણુ બનાવીને ખવરાવુ કે તમે સુખની તદુરસ્તી ભોગવો ને **આપણે** શા૰ હીરજી રામજી ના ઝલઝલતી પાલીશના લગનની સેસના દાગીના તેમજ સોનાના દાગીના ઓરડરથી બનાવેલા પેહડીને દુન્યાના લોકોને દેખાડીએ ! શુ સમજયા

રતનશાહ શેઠે ઉપલી જાનીતી દુકાન પરથી ખરીદી કરીને મીસીસનો બોલ રાખ્યો.

**શા૦ હીરજી રામજી** દુકાન ના ૨૪૧ શેખ મેમન સ્ટ્રીટ–મુબઇ

## ચમતકારીક દવા.

### જડીબુટીની દવાનો ૨૪ કલાક માં થતો ફાયદો

એક આનાની ટીકીટ બીડવાથી જવાબ મોકલવામા આવશે, મળવાનો ટાઈમ ૮ થી ૧૦)

વીઝીટ ચાર્જ રૂ ૫) નવીન શોધ અજબ ઉપાય

**હરસ, મસા, ભગંદર કંઠમાળા સારણગાંઠ, (Hernia) સંગ્રહણી તથા અતીસારનો રામબાણ ઉપાય**—એક અઠવાડીયામાં પુરતો ચમત્કાર બતાવે છે, અજમાયશ માટે એક અઠવાડીયાના રા રૂા ૨) જરૂર હોય તો મંગાવશો નકલીફ સીવાય વગર ઓપરેશને એક પખવાડીયામા જીંદગી પર્યંતનુ દરદ જડ મુલથી સારૂ થાય છે

### કીંગ ઓફ ટોનીક પીલ્સ (સ્ત્રી તથા પુરૂષો માટે.)

ન ૧ લો ૧૦૫૦ ખાસ ગજાઓજ માટે આ દવા છે

KING OF TONIG PILLS—બે દીવસમા દવાનો માગે તેવો ચમત્કાર આપે છે અમારી દવા શકિત માટે આખા હીન્દુસ્તાનમા પેહલે નબરે વખણાયેલી છે ગયેલી સકિતા તથા નબળાઈને દુર કરી, લોહીને સુધારી શરીરને એકદમ જાગૃત કરી પુરતી તાકાત આપે છે ૮૦ વરસના બુઢાને પણ પુરતી તાકાત આપે છે, વધારે લખવાની જરૂર નથી એકવાર વાપરી ખાત્રી કરો કીમત રૂા ૫૦) આઠ દીવસ માટે રૂા ૫) ગરીબ લોકોને અડધી કીમતે દવા મળશે

**અદભુત શાકત આપનારી, શરીરને જલદી જાગ્રત કરનારી દવા**—શરીરમ, થતી કમતાકત, મગજ ખાલી લોહીનુ બગડવુ, જહરાનુ મદ, શરીરની નસોનુ ઢીલુ પડવુ એટલા રોગોને દુર કરી શરીરમા પુરતી તાકાત આપે છે અજમાયશ માટે એક અઠવાડીયાના રૂા ૩)

**ખરજવુ સુકુ અગર લીલુ**-( બળ્યાવગરની દવા ) પેહલા ન ના રૂ ૧) બીજા ન ના રૂા ૧૦

**ધાધર કાળી તથા રાતી**-(બળ્યાવગરની દવા) કપડે ડાઘ લાગતો નથી અને મટયા પછી તે જગ્યાએ ફરી થતી નથી કિ પેહલા ના ના રૂ ૩) બીજા ન રૂ ૧)

**અદભુત દતમજન**-દાતને લગતા તમામ રોગોને માટે અકસીર છે હલતા દુખતા પડતા સડતા, તથા કાવાતા, એટલા રોગોને દુર કરી દત મજબુત બનાવે છે કિમત પેના નબરના રૂા ૫ બીજા નબરના રૂ, ૩) ત્રીજા નબરના રૂા ૨

**નેત્રને લગતા તમામ રોગોને માટે અકસીર ઉપાય**-નેત્રમા થતી ગરમીથી પાણીનુ ઝરવુ, એથી થતા ખીલ, પડતી ઝાખ તથા ફુલાનુ થવુ, મગજનુ ખાલી થવુ, ઝામડ તથા માથામા થતી આવત વેદના, એટલા રોગોને દુર કરી નેત્રને સાફ કરે છે કિમત ગોળી ૧ ના રૂા ૧) ટીપા નાખવાને શીશી ૧ ના રૂા ૫)

**કાનને લગતા તમામ રોગોને માટે રામબાણ ઉપાય**-કાનમા થતુ દરદ, રસીનુ જવુ, બહેરા થવુ તથા કાનમા થતા અવાજ એ સર્વ દરદોને સાના કરી રોગોને દુર કરે છે કિમત રૂ ૧)

માથાને લગતા તમામ દરદોની ચમત્કારીક દવા પેલા ન ના બીજા ન. ના રૂ ૩)

વધરાવળ તથા ગોળીનો અકસીર ઉપાય આઠ દીવસની અજમાયશ માટે રૂ ૧) ફાયદો થાયતો મગાવજો

**શકિત સજીવન તેલ**-શરીરની નબળી પડેલી નસોને તાજી મજબુત કરી પુરતી તાકાત આપે છે કી, રૂ ૨૫ તોલા ૧ ના

**મીઠી પીશાબને માટે એક જડીબુટીની દવા**-કી રૂા ૩૦૦ આઠ દીવસ અજમાયશ માટે રૂા ૬૦

ડા૦ **દુબલ.** ગીરગામ ટ્રામ ટરમીનસ—**મુબઈ.**

ચમતકારિક દવા

ઇબ્રાહીમઅબદુલકાદર

જનરલ પેપર મરચંટ
સુતારચાલ નં. ૪૭ મુંબઇ.

જાણીતા વેપારીની એલતેમાશ.

રફ અને ગલેઝ પ્રીંટીંગ ડબલ
અને સીગલ ફુલીસકેપ
સાદા તથા બુકના મારબલ, બરાઉન
પેપર બુકનું કપડું, સુનેહી તથા
રૂપેહી પાઉદર દરેક જાતની છાપવાની
સાહી વગેરે વેચનાર.

બાહરગામના ઓરડરો ઉપર પુરતુ ધ્યાન આપવામાં આવે છે.

# વગર બાંધાની મોરચી.

## એક વારતા.

( લખનાર—" રફીક." )

આજથી લગભગ સાત વરષની વાત ઉપર મારી ઓફીસ તરફથી હુ લાહોર ગયો હતો મારી ફર્મના હાથમા ત્યાની નોરથ વેસ્ટરન રેલવેને માલ સપલાઇ કરવાનુ કંત્રાકટ હતુ, અને તેના સબધમા તે રેલવેના ચીફ સ્ટોર કીપર મી૦ ફીટીજને મલવા ખાસ હુ મુબઇથી લાહોર આવ્યો હતો, અને ત્યાની મેલારામ કોટન મીલના તે વખતના મેનેજર મી૦ ફકીરજી ભરૂચાને ત્યા મે ઉતારો લીધો હતો

આગસ્ટ મહીનાનો તે દીવસ હતો, અને હુ ગુલાબસીહના પ્રેસની સામે આવેલા મકાનમા સ્ટોરખાતાના એક મદદનીસ લાલા બેહારીલાલને મલી ઘર તરફ જવા નીકલ્યો. ઝરમર ઝરમર વરસાદ પડતો હતો સાંજ પડી ચુકી હતી પણ ઘરે જવા માટે હજી ઘણુ સકારૂ હોવાથી મે અનારકલી તરફ હેરયુ લીધુ, અને ત્યાના એક બીલ્યરડ રૂમમા વખત ગાલવાની મતલબથી હુ ગયો. જોકે સહવારના મીલમા જતી વેલા મને મી૦ ભરૂચા સાથે મીલ ઉપર બોલાવી ગયા હતા અને ત્યાથી અમારે બનેએ લોરેન્સ પારકમા લટાર મારી ઘરે આવવાનુ હતુ. પણ એ ટાઇમમા મને મી૦ ભરૂચાએ મીલ ઉપર આવવા કેહયુ હતુ, તે ટાઇમ થઇ ગયલો હોવાથી અને હવે હુ મીલ ઉપર જઇશ તો કદાચ તેવણુ ત્યાથી નીકલી ચુકયા હશે અને મને નહી મળી શકશે તો મારો ત્યા સુધીનો ફેરો ફોકટ જશે એમ સમજીનેજ મે મીલપર જવાનુ માંડી વાલયુ, અને જરા લાણુ હેરયુ મારી ઘરેજ જવાનો વિચાર કરતા મે તમને ઉપર કહયુ તેમ અનારકલીના પેલા બીલ્યરડ સેલુનમા હુ— પેઠો

બીલયરડની બેઉ તેબલો એન્ગેજ હતી અને તેઓમાની એક ઉપર રમતા બે જનની રમત નિહાલતો હુ એક ઠેકાણે બેઠો, બેઉ ઘણા અચ્છા રમનાર હતા અને તેઓની રમત જોવામા મને ગમત મલી. તેઓની રમત પુરી થતા તેઓમાનો એક ચાલી ગયો અને તે બાકી રહેલા બીજાએ મને રમવા આમત્રણ કીધુ. મે તુરત હા કહયુ અને અમે અમારી રમત શુરૂ કીધી.

મારી સાથે રમનાર એક સારા દેખાવનો સારા ટેસ્ટથી સજેલા પોષાકવાલો પંજાબી હતો તે એક ઘણી સારી રીતભાતવાલો નમાનો આદમી હતો તે છતા તેની આખ્યો ઉપરથી મને એમ લાગ્યુ કે તે ખધો હતો. રમત આગલ ચાલતા જે રીતે તે મારી તરફ જોતો હતો, તે ઉપરથી મને કાઇ તેના ચેનચાલા ઠીક લાગ્યા નહીં તો જોકે જે વખતે તેને પોતાના જાતભાઇ સાથે રમતા મને જોયો, તે વખતે તેનામા મને કશુ તેવુ વિચીત્ર નહી લાગયુ હતુ

અમારી રમત ઠીક ચાલી અને તે પુરી થતા મારી સાથવાલો ચઉદ પોઇનટે જીતયો. મને તેની રમવાની ઢબ ઘણી પસદ પડી અને તેથી મે તેને પુછયુ—

"બીજી ગેમ માડશુ ?"

"હા, જો તમે મારા મકાને આવો તો આપણે બીજી ગેમ તયા માડયે, મારે ત્યા ઘણી મજાહની તેબલ છે,"

"પહેલે તો મે ના કહયુ પણ તેણે ઘણી ઓહોશ કીધી અને લાહોર તરફના સારા ખાનદાની પનજાબીઓને માટે મને વિચાર સારો હોવાથી તેની જીદને હુ અતે તાબે થયો. તેનુ મકાન અમે હાલ ગયા હતા ત્યાથી બસેક વારને છેટે હતુ તયા અમે ગયા અને મારા સાથી એ કુચી વડે તેનુ બધ બારણુ ઉઘાડી મને પોતાની પાછળ તેડી તે પહેલોજ દાખલ થયો

"મને નોકરો ગમતા નથી મને નોકરો ઉપર વિશ્વાસ નથી એટલે હુ કોઇને મારી નોકરીમા રાખતો ન હોવાથી આપણે બને અહી એકલાજ છઇયે

આ બોલવા વખતે તેના ચેહેરાએ ધારણ કીધેલો દગો મને ગમ્યો નહી અને એ મારા મનનો એક ધખારો હોય કે શુ પણ હવે તેનાથી જરા હુ ડરવા લાગ્યો અને મે મારી હુસીઆરીમાજ રહેવાનો વિચાર કીધો. અમે જે ઓરડામા દાખલ થયા હતા તેની પાસે એક બીજો ઓરડો હતો જેમા પેલા ઓરડામાથી એક બારણા મારફતે જવાતુ હતુ તે બારણુ તેણે ઉઘાડયુ અને મને તયા તેણે બોલાવ્યો,

"જુવો મારી આય બીલયર્ડ"

મે તયા જઇ જોયુ તો તે તેબલ ઉપર ટાગેલા લાંપોમાંથી મીનબતી બલતી હતી— તેબલ જાણે હમણાજ બરસ મારીને સાફ કીધી હોય તેવી સફાઇદાર દીસતી હતી અને તેબલને એક છેડેની ભીંટ ઉપર ટોકેલા "રેક"માં કયુ "કેમ રફીક, શુ ધારયુ" ?

"તેબલ બહુ અચ્છી છે"

અમો બન્નેએ એકેક "કયુ" લીધી અને દાવ શુરૂ કીધો,

અતરે કહેવાની જરૂરછે કે ના તે પનજાબીએ પોતાના કપડા કાઢયા કે ના પોતાની પાઘડી ઉતારી કે ના તે મારી સાથે જરા વાતે બેઠો, ગેમ મજેહથી ચાલી અને તે મેવટનો સ્કોર નીચે મુજબ હતો,

સ્પોટ ૧૦૦, પ્લેન ૮૯

"ચાલો" તે બોલ્યો હવે બીજી ગેમ માડયે, આ વખત ૨૦૦ નો દાવ લઇયે,"

"નહી" હુ બોલ્યો તમો સારૂ રમોછ અને તમારી એ રમત જોવાની મને આજે તક મલી તે માટે જો કે તમારો ઉપકાર માનુ છ પણ હવે મને અશુરૂ થાયછ માટે હુ રજા ચાહીસ"

,'નહી, તમોને એક બીજી ગેમ રમવોજ પડશે અને તમારીથી ના નહી કહેવાશે કેમકે તમારી સાથે એક બીજો દાવ રમવાનો મો ઠેડાવ કીધો છે અને તે દાવ ઉપર મારે મોટી હાર જીતની બાજી ખેલવાની છે આપણે એ દાવ ઉપર આપણા જાનની આપણા જીવની શરત લઇયે"

"એટલે ? હુ નહી સમજયો તમે શુ કહેવા માગોછ ?"

"તમુને રમવુજ પડશે" તે પોતાના ગજયાંમાથી એક પીસ્તોલ કાઢી બોલ્યો—

"નહીંતો તો તમુને આયજ પીસ્તોલે ઠાર કરી નાખશ."

ઓ તારો બાપ મરે તારો—એ એમ શુ કરતો હોશે? હુ તો વીચારમા પડયો--હુ તો ખરેખર બીધો કે હુ કોઇ પગલનાજ કબજામાં સપડાયો હતો—તે છતા મે જરા મોહ હસતુજ રાખી તેને સમજાવવા માડયો, પણ તે એકનો બે નહી થયો.

"પણ, ભલા માણુસ, મારૂ ખુન કરવાનો કાઇ સબબ?"

"ખુન કેમ કહેવાય? દાવની તર્કે હારમા છે જેમ હુ તારો જીવ લેવસ તેમ તુ ને બી મારો જાન લેવાનો ચાન્સ છે હવે તારી સાથે એજ શરતે રમવાનો મને તુ સબબ જણાવા માગતો હોય તો લે હુ તુને કેહુ ગઇ રાત્રે મને સ્વપ્નો આવ્યો જેમા એજ શરતે કોઇનીબી સાથે રમવાને મને ફ્રરમાવવામાં આવ્યુ અને તે ફ્રરમાનને જો હુ ના તાબે થાઉ તો મારો નાશ થાય"

"પણુ તારા જોડીદાર તરીકે મને પસદ કરવાનુ કાઇ કારણુ?" મે તેને પુછ્યુ

"કીસ્મત" તે બોલ્યો "ચાલ વેક, ખોટી થવી નહી જોઇએ-રમેછ કે નહી?"

"નહી" મે હીમતથી જવાબ દીધો.

"ઠીક ત્યારે-જો હું દસના આકડા ગણ્રૂ છ અને તેટલા જો તારો વિચાર ન ફેરવાશે તો તુ મારા પગ આગલ મુડદુ થઇને પડશે એક, બે, ત્રણ, ચાર, પચા, છ" પેલાએ ગણવાનું 'ચાલુ'જ રાખ્યુ "હુ રમુછ" હુ બોલી ઉઠયો.

"ચાલ ત્યારે-આપણે મેચ ગોઠવ્યે અને તેની શર્ત નક્કી કર્યે મેચ રમનાર સરદાર ગુરદતસીંહ અને—તારૂ નામ શુ, જમશેદ? ત્યારે મેચ રમનાર સરદાર ગુરદતસીહ અને પારસી જમશેદજી-ગેમ ૨૦૦ જે જીતે તે તે હારનારનો જીવ લેય-બરાબર છેજી ચાર પ્રોસપેકટસ?" આટલુ બોલી નાના બાળક પેઠે હસ્યો.

"પણ, એમ ધારોકે હુ જીત્યો તે છતા તમે મારો જાન નહી લેશો તેની શુ સાબેતી?" મે તેને પુછ્યુ.

"બેરાદર, તે બાબે તુને બીહીવાનુ કાઇજ કારણુ નથી. મારી ઉપર જે જીનની હકુમત ચાલેછ તેનાં ફ્રરમાનને તાબે છેઉ–એક અડધી મીનીટ થોબ-હમણા બાહાર જઇ તારે વાસ્તે ગરમાગરમ કાફીનુ એક કપ લાઉ છ-તારીથી મારી ગેરહાજરી દરમ્યાન બહાર નીકલાશે નહી તેની તુ ખાતર રાખજે "એમ કહી તે બાહાર ગયો અને બાહારથી બારણુ બધ કરતો તે ગયો બાહારનુ બારણુ એ રીતે બધ થયુ એટલે તે બીલીયર્ડરૂમ એક બદીખાનામા ફેરવૈ ગયુ વખતબી આસ્તે આસ્તે ધસડાતો-ચાલ્યો અને તેને ગયાને લગભગ અડધો કલાક નીકળી ગયો કે બારણુ પાછું ઉઘડયું અને નાટકના શેતાનનો પાર્ટ લેનાર જેવો પોશાક પેહેરે છે તેવો પોષાક પેહેડીને તે અદર આવ્યો સાથે કાફીનુ કપ બી તે લાવ્યો હતો જે તેણે મને આપ્યુ અને તે કપે મારા જખમાઇ ગયલા જીવને ખરેખર હુસ્યાર કીધો.

"કેમ, હવે તુ સમજયો હુ કોણુ છેઉ તે?" મને પુછ્યુ

જો હુ તે બહાર ગયો તે અગાઉ તેનીથી

બીહી ધ્રુજી રહયો હતે તો હાલ તેને આવા ભયાનક પોષાકમા જોઇ મારા તો હાંજાજ ગબડી ગયા. રાતના એમ કરતા આઠ વાગી ગયા હતા, અને હજી ઘરે ન આવેલો જોઇ બીચારો મારો મિત્ર ફકીર મારે માટે ફીક-રની ફાકી મારતો બેઠો હશે, તે વિચાર મને ઘણો કરડવા આવતો હતો, અને તેમ કરતા આ દેવાનાને હાથે હુ માર્યોજ ગયો તો?

તો શુ? આગળ તો ચાલો

મે ત્યાંથી નીકળી જવાનુ બાહાણુ તો શોધયુ પણ મને તે જડયુ નહી, અને જડયુ હતે તો તે કારગત નહી લાગતે એમ મારી ખાતરીજ હતી ગેમ પુરી તો થઇ. તેણે એક બ્રેક કીધી અને તેની પાછળ સરોમર ખુદાનુ નામ દઇને હુ ચાલ્યો-રમત ઘણી ધીમી ચાલી-અમો બેઉમાથી કોઇબી કઇ મોટો સ્કોર કરી શકયું નહીં. મારે માટે પુછો તો મારી બધી હીમત ખલાસ થઇ ગઇ હતી. હુ પગથી માથા સુધી ધ્રુજતો હતો અને પેલો સરદાર ઠડા બરફની માફક ધીરજથી ખેલ્યો જતો હતો. જોકે માર્યા જવાની બીહીકથી હુ ધ્યાન રાખીને રમતો હતો, તે છતા પેલો ગુરદતસીહ મકમપણે સ્કોર ચઢાવનોજ ગયો એકાએક મારા મગ-જમા વાહારૂ આવ્યુ, અને જેવી પેલાની પીઠ મારી તરફ ફરી કે એકદમ હુ તેની— ઉપર ધસ્યો અને તેને વલગી પડી નીચે નાખવાની મે વેતરણ કીધી. તે નીચે પડયો ખરો પણ મનેબી સાથે લેઇનેજ પડયો અને હમો બેઉ જણા જીવ સટોસટની લડાઇ સાથે બન્ને ખુનખાર લડયા એકવાર તે— તે મને નીચે નાખી મારી ઉપર ચઢી બેસતો તો વળી બીજીવાર હુ તેને નીચે પટકી તેની ઉપર સ્વાર થઇ તેની ગળચી દબાવતો. મગર તેનાંમાં મારા જેવા દસ આદમીનું જોર હોય તેમ મને લાગ્યું. એકવાર તેને હાથે હું નીચે પટકાયો અને તેણે મને એવો દાબી રાખ્યો કે જમીન સાથે જાણે હુ ચીટકીજ ગયો, અને તે છતા! તે તો જેવોને તેવો તાજો તકડતો મારી છાતી ઉપર મજેહથી બેઠો હતો.

"કેમ બેરાદર? તારે મનસે બીલ્યર્ડનો આય ગેમ કે? હુ તો તુને જેન્ટલમેન ધારતો હતો"

"લડાઇ અને પ્યાર એમા દગો શાનો ને લુચ્ચાઇ શાની? પણ વારૂ તું હવે મારી સાથે ફાવ્યોછ તો મને તુ મારી નાખશે કે?'

"ખચીત નહી તારી સાથે આ ગેમ મારે પુરી કરવીજ જોઇયે ચાલ ત્યારે મને વચન આપ કે તુ આ ગેમ પુરીજ કરશે અને વળી ફરીથી નાહાસવાનો દાવ નહી સાધશે"

આ બોલતી વેળા તેની આખોમા ખુન હતુ. એટલે મે તેને માગ્યા મુજબનુ વચન તુરત આપ્યુ, કે મારી છાટી ઉપરથી તે ઉઠી ગયો, અને અમે બન્ને તે દાવ જયાથી અધુરો હતો ત્યાથી પાછો શુરૂ કીધો અને અજબ જેવુ કે મારૂ આગળુ નરવસ લોહી ઉડી ગયુ અને અજબ હીમતથી હુ રમવા લાગ્યો થોડાવારમા તેના નેવુ ને મારા સો થયા હવે હીમત છોડી દેવાની તેની વારી આવી ફૂંકી મારી ગયો અને જેવુ મેં જોયુ કે ગેમ જીતવાનુ મારાજ નસીબમા— છે કે તેણે એક ૭૮ ની બ્રેક કીધી, અને તેના ૧૯૭ થઇ મારા માત્ર ૧૫૪ રહયા! મેબી એક ફાંકડી ગેમ કીધી અને અમો

બન્ને એક સરખી લેવલપર આવી ઉભા. ગેમ પુરી કરવા માટે અમો બન્નેને ત્રણ જોઇતા હતા, અને આ સ્કોર જો હુ મુકુ તો તે જીતે તેમ હતુ

"ખબરદાર! જો તુ ચુકયો તો હુ જીતશ" તે બોલ્યો.

ઓ મારી એલફીનસ્ટન કલબ અને બીલ્યર્ડના મારા ઉસ્તાદ રૂસ્તમ!—'ખુદા તારી મદદ' એમ બોલી બીલ્યર્ડ ઉપર બરાબર વાકો વળી હાથ ઠેરવી નેમ લઇને કયુ જે મે બોલ સામે ધકેલી કે ઓ ખુશાલ! તે બોલ કુશન સાથે અથડી રીબાઉન્ડ થઇ લાલને ટક્કર મારી વચલા પોકેટમા ગેબ થયો, અને વાચનાર, તારા નસીબમા આય કાહણી વાચનાર તે હુ એક પોઇન્ટે જીત્યો મારી જીદગી—જો મારો હમનબરદ પોતાના કોલ ઉપર સાબેત રહે, તો બચી હતી

"આહ! તે બોલ્યો" હુ હાર્યો અને તુ જીત્યો, અને તોપણ મારે બડબડવુ—જોઈતુ નથી. આપણે આ બન્ને ઘણુ ફાકડુ રમ્યા જીદગીથી હુ કટાળીજ ગયોછુ મારી ઉપર હાકમી ભોગવનાર જીન રાત અને દીન મને હેરાન કરે છે મારો પીછો તે છોડતોજ નથી જોયુ કેની આ દાવબાબી તે મારી આગળનો આગળજ હતો-તેણે મને હરાવ્યો અને તુને જીતાવ્યો

તેને હુ મેડ સમજતોજ હતો. એટલે તેની આ વાહીયાત વાતમા મને કાઇબી તેસ્ટ હતો નહી એટલે હવે જવાની મે તેની પાસે રજા માગી

"તુને જવા દેઉ! ખચીતજ નહી તારે તો મને મરતો જોવોજ પડશે, અને પછી તારે પોતે પોલીસને ખબર આપવી પડશે આહ! પોલીસ બીચારી સમજશે કે હુ પાગલ હતો, યા તો તે મારૂ ખુન કીધુછ આહ! હવે મને એક વિચાર આવેછ તારી ઉપર મારૂ ખુન કરવાનો આરોપ મુકાઉ"

એટલુ બોલી તે ઓરડામાથી ઝડપથી બાહાર દોડયો, અને બાહારથી બારણુ બધ કીધુ, અને થોડીવારમા જાડા મજબુત દોરડાનો એક કકડો લઇ પાછો અદર આવ્યો, અને હવે તુ શુ કરશે તેનો હજી તો હુ વિચાર કરૂછ, તેટલા તો તે મને ઘસડીને બીલીયર્ડ તેબલ આગળ લઇ આવ્યો, અને મને એક પૈયા સાથે સીકરીને બાધ્યો અને મારા બન્ને હાથોને મારી પછવાડે જકડયા હુ તદન લાચાર બની ગયો

"સરદાર સાહેબ" હુ બોલ્યો, તમે તો મને, હુ જીતુ તો, જવા દેવાનુ વચન આપ્યુ હતુ"

મે તને એવુ વચન આપ્યુ તુજ કયા? મે તો એમ કહયુ હતુ કે તુ જીતશે—તો હુ તારો જાન નહી લઈશ, અને હુ તારો જાન લેતોજ નથો તે જો મારૂ ખુન કરવાની કોશેશ ન કીધી હતે, તો હુ તને હાલ જવા દેતે, પણ હવે તને તારી હુલડાઇ માટે સજા થવીજ જોઇયે અતરે કોઇ આવી તુને છુટો કરે ત્યા સુધી અહીજ રાખી મુકસ"

મે ઘણાબી કાલાવાલા કીધા—પણ તે એકનો બે થયો નહી

"ચાલ હવે હુ મારો એકરાર લખી કાઢુ' એમ કહી તે શાહી, કલમ લાવ્યો, અને થોડોક વખત સુધી તે લખતો બેઠો

"હેઓ આય ચાલશે કેની?" મારી આખ સામે તે તેણે લખેલુ કાગળ ધરી તે બોલ્યો.

ઓ ખુદા! તે કાગળમાં તેણે નીચે મુજબ લખ્યુ હતુ.

"જે શખ્સને મે બીલીયર્ડ તેબલ સાથે બાંધ્યો છે, તેણે પીસ્તોલથી મને જખ્મેહ કીધો છે. ગોળી મને પ્હેલે તો ઘણી લાગી નહીં, અને તેથી જેમ તેમ મે બાધ્યો, અને તેને સીકરવાનુ કામ પુરૂ થતા હુ ઉંધે મસ્તકે પડયો, એટલુ છતા જેમ તેમ ફસડયા મારી હુ હયાં સુધી આવ્યો અને આ મે લખ્યું છે હવે હુ મરૂ છ તેમ મને લાગેછ, અને મરતી વખતની મારી અરજ માત્ર એજ છે, કે તેની ઉપર સત્તાવાલાઓએ એ જખુન કામનો જાલેમ કીનો લેવો."

## ૨

મે તે સત્યાનાસીનુ ખત પાછુ ધ્યાનથી વાચ્યુ.

"આવુ શયતાની કામ તુ કેમ કરેછ તેની મને સમજ પડતી નથી"

અને મે જાણે મારા આ બોલવામા તેની કેવીક તારીફ કીધી હોય, તેમ તે મલકાઇને બોલ્યો "હા, કેમ કાઇ ખરાબ તો નથીને?"

તેટલા પાસેનાં કોઈ ઘડયાળમા દસના ટકોરા વાગતા મને સભળાયા—અને મને જોકે ત્યા આવ્યાને સાડાત્રણ-ચાર કલાક થયા હતા, તે છતા જાણે જીદગીભર હુ ત્યાજ હોઉ તેમ મને લાગ્યુ

"હવે મને મારવાને માત્ર બે કલાક રહયા છે. બાર વાગે મારે મરવુજ જોઇયે. ત્યારે હવે મારો આટલો બાકી રહેલો વખત સોહોવાવાની તુ કાંઇ તજવીજ કર—લાવ તારી ઉપર કાઇ અખતરા અજમાવુ."

એમ બોલી તે વળી બાહાર ગયો, અને જ્યારે તે પાછો આવ્યો ત્યારે પોતાની સાથે ધગધગતા ઇગારથી ભરેલી એક નાની સગડી, અને થોડાક અણીદાર લોખડના સળીયાના ટુકડા લઇ અંદર આવ્યો, અને એક ઠેકાણે મારી નજીકમાંજ ગોઠવાઇ તે સળીયાને તે સગડીમા ખોશી ગરમ કરવા લાગ્યો

આ દેખાવ મારા જેવા હૈયાના એકા આદમી માટે ઘણો થઇ ગયો-અને થોડા વારમા હું બેસુદ્ધ થઇ પડયો

એમને એમ થોડા કલાક હુ પડી રહયો હોવસ, અને જયારે હુ હુશ્યાર થયો ત્યારે મારી પ્હેલી નજર પેલા સરદારના લોથ પોથ થઇને પડતા બદન ઉપર પડી, અને મને જોતા-જાણુતાવાર ન લાગી, કે તેના તે બદનમા કસો જાન બાકી રહયો ન હતો, અને તેની પાસે પેલુજ કાગળીયુ પડેલુ હતુ એકાએક મને જરા વધુ હોશ આવતા મારા એક પગને ઘણુ દુખ થતુ હોય, તેમ મને લાગ્યુ, અને તે પગ તપાસી જોયો, તો ઓ ખુદા! પેલા નાપાકે તે બધો બાળી નાખ્યો હતો, મારી પાટળી ઉપર ઝીણાઝીણા છેદ હતા જે પેલા લોખડના ચુલાઓથી ગરમ કરી તે વડે પાડયા હોય એમ ખુલ્લુ દેખાતુ હતુ, અને તે વખતે હુ મારી હોશમા ન હતો તે માટે હું શુકર ગુજારી કરવા લાગ્યો

એટલામા મે ત્રણ વાગતા સાભળ્યા. બીચારા મારા દોસ્ત ફકીરજીની હાલતનુ શુ થયુ હશે તેનો હુ વીચાર કરવા લાગ્યો સહવારના છ વાગ્યા અગાઉ મને મદદ મલી શકે તેમ ન હતુ. એટલે મારે આયજ હાલતમા બીજા ત્રણ

કલાક પડી રહેવા સીવાય છુટકો ન હતો હવે મીનીટો મને વર્ષો જેટલી અને કલાકો સદીઓ જેટલા લાગ્યા. એકાએક મારી સામે પડેલું પેલુ શબ જાણે ઉઠીને મારી આગળ આવતું હોય તેમ મને લાગ્યુ, અને તે જાણી હુ બીધો અને નાહસવાના મે ઘણા તરફડયા માર્યા, પણ હું એવો જકડાઇને બધાયો હતો કે મારો કશો ઈલાજજ ચાલતો ન હતો એટલે કાનના બેહેર ફાડી નાખે તેવી મેં ચીસ પાડી અને હુ પાણી પાણી થઇ ગયો, અને જે ભલા ફિરેશતાએ આટલે સુધી મને પોતાની પનાહમા રાખી મને બચાવ્યો હતો તેણે પાછી મને ઉઘ આપી અને હુ નિદ્રાવશ થઇ ગયો હુ ઉઘાયો પણ મારૂ તે ઉઘવુ કાઇ નચીત જીવન ન હતુ, કેમકે થોડોજ વખત હુ એમ સુતો પણ પછી ઉઘમા બીહામણા સ્વપના જોઇ હુ બીહી ઉઠયો, અને જોઉ તો સહવાર પડી ચુકી હતી, એટલે મે ખાતરીથી માન્યુ, કે કોઇબી તે તરફ આવશે ખરૂ રસ્તેથી જતા લોકોના પગલાનો અવાજ મારે કાને આવતો હતો, અને જો હુ બુમ મારૂ તો તે તેઓને સભળાશે કે નહી તેના વિચારમા હુ પડયો, કેમકે હુ હાકીને એવો નાસોસ થઇ ગયો હતો કે મારાથી મોટેથી બુમબી પડાય તેમ ન હતુ, અને તોપણ મે જોરથી 'કોઇ બચાવો'—'કોઇ બચાવો' કરી બુમો બે ત્રણ પાડી, અને મકાનનાં કમ્પાઉડમા કોઇ બેજણા વાત કરવાનો અવાજ મારે કાને આવ્યાથી મે જાણ્યુ કે તે બુમ સભળાઇ હતી ખરી

"એ કોણ બુમ પાડેછ ?"

"હુ—હુ મે" જવાબ દીધો

"કયાથી—તુ કયા છે ?"

"અહીં—આય ઘરમાં !"

"ઠીક છે !" પેલો અવાજ પાછો આવ્યો "એક અડધી મીનીટ થોભ—અમે હમણાં અદર આવ્યેછ" કહેવાની જરૂર નથી કે આ વાતચીત ઉરદુમાંજ ચાલી હતી—હું તે જબાન ભાગી તુટી બોલતો હતો જ્યારે મારી જબાનનો જવાબ ફાકડી ઉરદુ ભાષામાં મને મળતો હતો

થોડેવારે તે મકાનનુ બારણુ ભાગીને—ઉઘાડવામા આવ્યુ અને બે પોલીસવાલાઓ અદર દાખલ થયા. તેઓ ત્યાં પેલા સબને જોઇ ચોકીને ઉભા મે તેઓને બધો હાલ અહેવાલ કહયો પણ તે વાત કાઇ તેઓના સમજમા ઉતરી. નહી, "ભાઇ મને છોડ—કેમકે મને આયજ હાલતમા નજદીક આઠ કલાક થયા, ને મારૂ આગ બધું કપાઈ વ્હેરાઇ જાયછ"

તુરત મારા બધ કાપી નાખી મને છુટો કરવામા આવ્યો અને મને તેઓ બનેએ પકડીને ઉઠાડયો, અને એક ખુરસી પર લઇ જઇ બેસાડયો. તેજ પળે પેલાઓમાના એકની નજર પેલા શબની પાસેજ પડેલી પેલી ચીઠી પર પડી, તે લઇ તેણે વાચી

"ઓહો વાત તો જુદીજ છે" તે બોલ્યો "દરબારમા તું જા અને થાણા પરથી ઇન્સપેકટરને બોલાવી લાવ"

ઇન્સપેકટર આવ્યા અને લાબી વાત ટુકમા પતાવવા કહુ તો મને કચેરીમા—ખુનના વાક સારૂ કાયદા પુર્વક ઉભો કરવામા આવ્યો, પણ એણીગમ મારા દોસ્ત ફકીરજી હતા તેનણને મે બોલાવી મગાવ્યા હતા તેવણે મારી તરફથી સારી ધરપકડ કીધી અને—પજાબનો મુલક એટલે વખતે કઇ કામ વધે એમ બીહીને મારી તરફથી ત્યાના બાહોસ

એરીસ્ટરો મી૦ ગ્રે અને ઑનરેબલ મી૦ શાદીલાલને રોકી રાખ્યા હતા. પણ ખુદાના હુકમથી તેવુ કાઇ કામ પડયુ નહીં,— પેલાએ પેહરેલો પોષાક, મારા પગની પાટલી ઉપર દીધેલા પેલા ડહામ, અને એ સઘળુ મારૂ નિર્દોષપણુ પુરવાર કરવાને પુરતા થઇ પડયા હતા.

પેલાનુ કાઇ નામ નિશાન કે તેણે શુ આશા માટે કીધુ તે કાઇજ માલમ પડયુ નહી

પેલાએ મારા પગની પાટલી ઉપર— દીધેલા ડહામોને માત્ર હુ ડહામજ સમજ્યો હતો. પણ એક વખત ફકીરજી સાથે એજ બનાવને લગતી વાતચીત કરતા ફકીરજી— ચડપ દઇને ઉઠયા અને મારા પગની તે પાતલી તપાસતા તેવણને માલમ પડયુ કે તે ગરમ કીધેલા લોખંડની મદદથી તેણે ઉરદુમા લખ્યુ હતુ, અને તે ઉરદૂ જાણનાર એકની મદદથી વાચતા માલમ પડયુ, કે લખેલા શબ્દનો ગુજરાતી અક્ષર 'કીનો' થતો હતો પણ કીનો શાનો ?

તેબી થોડા વખતમા માલમ પડયુ

લાહોરનુ મારૂ કામ ખલાસ થવાથી જે રાતે હુ મુબઇ આવવા નીકલનાર હતો તે દીવસની સાજે લૅારન્સ પાર્કમા ભાઇ ફકીરજી સાથે ફરતો હતો તે વખતે મારા પગ આગળ કાગલની એક બીડી આવીને પડી. તે કોણે નાખી તે જોવા અમે બધે નજર કીધી, પણ ત્યાતો કોઇ દેખાયુ નહી મે તે ઉચકી ઉખેડી તો તેમા ઉરદુ જબાનમા કાઇ લખેલુ હતુ જે ત્યાજ એક મોહોમેદન ગ્રહસ્થ પાસે વચાવતા તેનો અર્થ તેણે અમને નીચે મુજબ વાચી સંભળાવ્યો —

"આખરે મારૂ વેર વળી રહયુ છે તારી પુઠે હુ અડધી દુન્યા ફર્યો પણ મે તને છોડયો નહીં દરેક વાતે તે મને નુકશાન પોહોચાડીયુ છે મારી જે મહાબુબ અને જેની સાથે હું શાદી કરનાર હતો, તેનો તે જીવ લીધો અને હવે તેથીબી ન ધરાઇ મારો જાન લેવાની તે મને ફરજ પાડી છે ખુદા તુને તારે ઘટટે ફેજે પેલી જહાનમા પુગાડે"

બસ એટલુ હતુ પણ તે અમો બન્નેને કાઇજ સમજ પડી નહી ખલાસ !

(સમ.સ.)

---





# ઊંચામાં ઊંચા પથ્થરના

બેહદ સસ્તા ભાવ. **ચસમા.** ૧૮ વરસના અનુભવી



ઠંડા પથ્થરના ચસમા કીફાયત ભાવે હમારે ત્યા આપવામા આવે છે દરેક ચસમાની સાથે ૬ મહીનાની લેખીત જામીનગીરી આપવામા આવે છે જો આટલી મુદતમા ચસમાનો નબર બદલવાની જરૂર પડે, યા ચસમો ઉતરી જાય તો હમે કાઇ પણ વધુ દામ લીધા વિના તે બદલી આપવા લેખીત કબુલાત કરીએ છીએ

હમારા "**બ્રાઝીલીયન પથ્થર**" ના ચસમા ફકત એકજવાર વાપરી ખાત્રી કરો આ ચસમા આંખો ઠંડક આપીને રાહત બખશે છે અને કદાપણ ખરાબ થતા નથી, જેની હમો ૬ મહીનાની લેખીત જામીનગીરી આપીએ છીએ

કોઇપણ ઓસપીતાલના યા દાકટરોના નબર પ્રમાણે ચસમા (જામીનગીરીથી) ઘણાજ કીફાયત ભાવથી બનાવી આપીશુ, હમો ૧૯ વરસ સુધી બાહોશ દાકટરના હાથ હેથલ રહી ઘણીજ સરસ રીતે એકઝામીશ કરીએ છીએ ડબલ પાવરના એક ચશમાથી નજદીક તેમજ દુર બેઉ રીતે દેખાઇ શકે તેવા ચશમા ઓરડરથી બનાવી આપવામા આવેછે એકવાર મુલાકાત લઇ ભાવે અને માલની ખાત્રી કરો જો હમારો બનાવેલો ચશમો ડાકટર ના પસદ કરે, યા કાઇપણ વાધાભર્યો જણાય તો હમો તેના કુલે પૈસા પાછા આપવાની લેખીત કબુલાત આપીએ છીએ ખરા સોનાની ચાદીની, રોલ્ડ ગોલ્ડની, નીકલની, સ્ટીલની, પીન્સનેઝની એમ્યુલેત, છેલ્લામા છેલ્લી ફેશનની ચસમાની ફ્રેમો સરવે જાતનો ચસમાને લગનો સામાન ઘણાજ કીફાયત ભાવે મળશે

## કેખશરૂ આદરજી આંટીયા (ચસમાવાળા.)

જગન્નાથ જરીવાળાની સામે,
(અળસીના પાટીયાના બાજુમાં)
કાલબાદેવી રોડ, નંબર૩૮૩—મુંબાઇ

## ચોખાં ગાયનાં ઘીમાં ચુનાંનાં ભેલ વગરની પ્રખ્યાત તપકીરના-
## એકલાજ સૌથી પુરાંનાં પારસી વેપારી.



હમારી જગ પ્રસીધ થયલી મધરાસી તપકીર તમામ માથાના ચાલુ દુખારા સરદી સલેખમ વીગેરે ઉપર રામબાણ અસર કરે છે

આ તપકીર ખાસ ચોખા ગાયના ઘીમા ઘુટી તયાર કરવામા આવે છે તેથી બીજી હલકી ચુનાના ભેલવાલી તપકીરની માફક કોઇપણ જાતનુ નુકશાન કરતી નથી પણ મગજને ઘણીજ તાજગી આપી તમામ સરદીથી દુર રાખે છે દાતે ઘસવા માટે પણ હમો ખાસ ભલામન કરીએ છઇએ જેઓએ આ તપકીર વાપરી છે તેઓ બીજી હલકી તપકીરને મુદ્દલ હાથ લગાડતા નથી નકલી માલથી પુર સાવચેટ રેહશીજી ૦। રતલી પેકેટના ૮ આના રતલનો રૂા ૨ તથા નાના પરીકાનો ૧)આનો કીધો છે બહારગામ. વી પી થી તુરત રવાના કરીએ છઇએ

**રૂસતમજી નસરવાનજી જરીવાલા, ૩૪૫ કાલબાદેવી રોડ મુંબઇ.**

---

## જીક કસબનાં સૌથી પુરાંણાં પારસી વેપારી.

હમારે ત્યા દરેક જાતનો જીક કસબનો માલ તદન ચોખી ચાદીનોજ ઊંચામા ઉચો બને છે

તીલી કસબના સેકડો ઉમદા નમુનાઓ લેટેસ્ત ફેસનના તથા ભરેલી તોપીઓ કોરો જભલા વીગેરે ઉસ્તાદ કારીગરોને હાથના તૈયાર મોટા જથામા રાખીએ છીએ. શાજવારીની તમામ ભરેલી શાદીઓના ઉમદા નમુનાઓ ટુક મુદતમા તૈયાર કરી આપીએ છીએ

લાકડી કસબની અસલ ભરત કામની હાલ ફેસન ચાલુ થઇ છે અને હમો અસલ માફકજ ખાતરીનુ કામ એકજ વાયદે અને સસતે દામે કરી આપીયે છઇએ

હમારો માલ કોઇ દીવસ કાલોપડતો નથી તેની ખાતરી આપીએ છઇએ હમારો માલ જે લોકોએ વાપરયો છે તેઓ બીલકુલજ બીજા હલકા માલને હાથ લગાડતા નથી બહાર ગામના ઓરડરો તાકીદે સતોસકારક બજાવીશું. સસતુ દામ ચોખુ કામ અને એકજ વાયદો એજ હમારો મુદ્રા લેખ છે

**નસરવાંનજી દીનસા એન્ડ સન, જરીવાલા.**

૩૪૫ કાલબાદેવીરોડ મુબઇ.

– –

# કાંટા નું કટેસર.

## એક ટુકી વારતા.

(લખનાર —**ભાગલ્યા.**)

કરોડપતી **જેમ્સ** મોરટનની ઓફીસમા તેમજ તેના બાદશાહી મકાનમા કાંઇ અજબ ગભરાટ આજે ફેલાઇ રહેલો હતો બધા આપસ આપસમા ઘુસ ઘુસ કરી કાંઇક તરેહવાર કલ્પના કરતા હતા નહી બનવાજોગ બનવા પામ્યુ હતુ જાણે પરવનો સુરય આજે પશ્ચીમમાથી ઉગ્યો હોય તેમ લાગતુ હતુ મનમા નહિ, ચટમા નહિ ને 'દાહયા દીકરા ને વરયાવના વ્હોઆ' આ કરોડપતીના ભેજામા વધારૂ આવ્યુ તે કોઇને કહયા મુકયા, યા પોતાનો બદોબસ્ત કર્યા વિના પોતાની વહાલી સ્ત્રી તથા એક પુરી બેટી, તેમજ ધીકતો ધધો છોડી, સેહેલ કરવા નીકળી જાય એ ખરેજ અજાયબી હતી

માગ સરનામાનુ કાગળ ઉખેડતાજ મને તો લાગ્યુ હતુ કે લાળજીનુ કાતરયુ લગાર ખસવાની તઇયારીમા હોવુ જોઇએ મારા વરની તે ચીઠ્ઠી હમેશની ઢબ મુજબની હતીજ નહિ રખે બાપો એકાએક દીવાનો બની ગયો હોય! દુન્યાના વેપારને હથેલીમા નચાવી રહેલા આ કરોડપતીનુ ભેજુ એકાએક પોચ્ચુ પડી જાય, તેમા નવાઇ નહિ જયા ચોવીસ કલાકમા વીસ કલાક તરેહવાર યુકિતઓમા ભેજુ ચાલુ રોકાય ત્યા આવા પરીણામની શી નવાઇ?

મારાપર જે ચીઠ્ઠી લખવામા આવી હતી તે નીચે મુજબ હતી, પયણ ભુલ્યો બાપજી! હુ તો મારૂજ હાંક્યા કરૂ છુ હતા સેવક કોણ તે તો જણાવતોજ નથી તમારો નાચિત ફીદવી, આરથર ક્રોફરડ, કરોડપતી શેઠયા જેમ્સ મોરટનનો વીસ્વાસુ સેક્રેટરી આપની હાજરીમા ઉભો છે. જો કે હુ પગારદાર નોકર હતો પણ ઘરમાના એક જેવોજ ગણાતો હતો ચાલ ભલા, ત્યારે આ ચીઠી શુ હતી તે તમેજ મારી સાથે વાચો

'વહાલા આરચી'

મારો વીચાર લગાર એકાદ મહિના એકલો અટુલો બહાર કરી આશાયશ લેવાનો છે મે 'બેસી' ને જણાવ્યુ છે ને બેનેટને ટેલીફોનથી ખબર આપી છે મારી હાજરીની હાલ જરૂર નથી મારૂ ખાનગી કામાકજ તુ ચલાવે છે તેમ ચલાવજે સાહેબજી, દીકરા-ટ-ટા

તારો વિશ્વાસુ,
**જેમ્સ મોરટન.**

મારા ગભીર શેઠ તરફથી આવા પત્રની મને કદીબી આશા ન હતી એટલે તે વાચતા મને ઉપજેલી અજાયબીનો ખ્યાલ ભલા, તમેજ કરી લ્યો તો બસ છે મારી ફીકર લગાર મજબુત થઇ કાગળમાના અક્ષરો

આબાદ મારા શેઠના જેવાજ હતા એટલે બીજી જાતનો વેહેમ તો મને કશો હતોજ નહિ. ધીમેથી હુ નાસ્તો લેવા હેઠળ ગયો ત્યા મે મારાં શેઠાણી તથા શેઠના એકપુરા બેટીને આતુર ચેહરે મારી રાહ જોતા જોયા. 'સાહેબજી, આરચી,' લેડી એસ તે મારા, વહાલા શેઠાણીએ મારા તરફ આતુરતાથી જોતા કહયુ 'જેમીના ઉપડી જવાની ખબર તને પણ મળેલી જણાય છે કાલે રાતના કાઇ તેઓ આ બાબે બોલ્યા હતા કે ?'

"'એક બોલ પણ નહિ,' મે જણાવ્યુ 'રાતના બાર વાગતા સુધી તો હમો બીલી-યરડ રમ્યા હતા અને ત્યાર પછી હુ સુવા ગયો ત્યારે તેઓ કાગળ લખવાનુ જણાવી લઇબેરી રૂમમા ગયા હતા, પણ બહાર જવા વિષે સ સારો વટિક કાઢયો ન હતો આજે સવારના ટેબલપર મારા નામનુ કાગળ પડેલુ ઉખેડી ને વાચતાજ મે જાણ્યુ હતુ '

'મને પણ કાગળથીજ વાકેફ કરવામા આવી હતી,' લેડી એસે કાઇક દીલગીરી અવાજે કહયુ. 'કોઇ મારા બારણાની નીચે તે નાખી ગયુ અને તેમા આશાયશની જરૂર અર્થે આ પગલુ ભરેલુ જણાવવામા આવ્યુ હતુ '

મારા શેઠાણીના ચહેરાપરથી મને લાગ્યુ કે શેઠે મારીપરના કાગળ જેવીજ તેઓપર પણ ભાષા વાપરેલી હશે

'હુ ઇચ્છુ છુ કે એમની માગી મુરાદ ફળે,' ધીમેથી મે દુવા ચાહી

"આમીન!' બાઇ સાહેબે ઉમેરયુ અને હમે બધા એટલે હુ, બાઇજી અને મારા મનના મોહન પુતળી બેઠી મળી પેટની પુજા કરવા લાગ્યા

મને લાગે છે કે મારો વાચક અત્રે કાંઇક અજબ વમાસણમા પડી જશે અને તેથી આ બાબે કાઇક વધુ ખુલાસો કરવાની જરૂર છે મારા શેઠ કાઇ પેલા 'આઇકાલોક–બાઇકા લોક–દેખો મે કયશા હુસ્યાર–મયનેજ ઇતની દોલત જમાઇ, વાળા વરગના ન હતા. તેઓનુ ખાનદાન પુરાતન અને માન મન્તબા સાથે અતિ ઘણુ શ્રીમ ત હતુ તેમની પેઢી અસલથીજ વિખ્યાત હતી અને તે વિખ્યાતીમા મારા શેઠે પોતાની યથાર્થ શકિત મુજબ સારો ઉમેરો કર્યો હતો મારા શેઠ કેળવાયલા તથા અનુભવી હતા અને તેથી તેઓ એક ઉમગાવની બેટી જોડે પરણી શકયા હતા. નિદાખોરોને તો પુછવુ જ નહિ! આ બદમાશોએ ગપાટો ઉરાડયો હતો કે પઇસાપર લેડી એશે વેચાયા હતા! આ બાબદમા બીલકુલ વજુદ ન હતુ આ તો પ્યારના લગ્ન હતા અને તે જોડા જેવુ કોઇ બીજુ જોડુ સુખી ન હતુ બન્ને જણા એક બીજાપર જાનો નીસાર હતા

તેમને ત્યા ફરજદની વૃદ્ધિ થઇ ન હતી પણ પાછળથી પરમાતમાએ એક હસતી પુતળાની બક્ષેસ કરી હતી આ વહાલી બેટીપર તેણીના માતપીતાના થતા ઘરાપરા ખરેજ જોવાજોગ હતા તેણીની મરજી તે બન્નેને ગોયા કાયદા સમાન હતી . આવા ભારે લાડ છતા તે સુન્દરી મેહેજ પણ છકી ગયલી ન હતી–તેણીમા કશો પણ ગરવ હતો નહિ તેણી તો નિર્દોષના, પવિત્રાઇ તથા સાલેસપણાની અખડ મુરતિ હતી. તેણીના ભલા સદગુણો–ભલા, એમ ડોળા શીદને ચઢાવો છો? મુછમા હસવાનુ કારણ શુ? આગુ તો ચલો સાહી! સીધી ભાઇ

ચાંદ દેખોતો બાબા આપસીજ નજર આયગા !

જ્યારે ઘરમાના બધાની ઓળખ તમારી સાથે, ભલા વાચક, મે કરાવી છે ત્યારે મારે મુજક્કમતરીનને પણ ભુલવો જોઇતો નથી સાધારણ નોકર જેવો આ તમારો દાસ આ ઘરમા હતો નહિ એ તો હું અત્યાર આગમજનુ જણાવી ગયોછુ. તમારો ફીદવી આ કરોડપતિ શેઠનો દુરનો સગો હતો અને ખુદાનુ આપેલુ મારી પાસે પુરતુ હતુ એટલે નોકરીપરજ કાઇ મારો એકલો આધાર ન હતો શરૂઆતમા તેની આગળ મને એવી આશા આપવામા આવી હતી કે મારા સગાને બેટો ન હોવાથી ભવિષ્યમા તે ધીકતી પેઢીનો માલેક થવાનો મને દરેક સભવ હતો આ મારી આશામા અત્યાર આગમજનો હુ કેટલાક પગલા ભરી પણ ચુકયો હતો દીકરો અને જમાઇ થવાના મારો સજોગો ઝાઝા દુર ન હતા પણ આહ–'ઘઉ ખતમે, ચણા પેટમે વાળા વાત મારે હાલ કરવી નથી

દણુસાપર દણુસા દબાવી, નાસ્તો જેમ તેમ પુરો કરી, હમો ત્રણડે ત્યાથી ઉઠી હમારા કામપર મડી ગયા લાઇબ્રેરીમા જઇ મે મારા શેઠના પારકર નામના વીશ્વાસુ નોકરને બોલાવ્યો મારા શેઠની ભેદી હીલચાલની ખબર તેને પણ મળી ગયલી જણાતી હતી. મારા સવાલના જવાબમા તેણે જણાવ્યુ કે ખાસ પ્રસગ સિવાય તેના શેઠ રાતના તેને બોલાવતા હતાજ નહિ અને તેથી તો મધરાત આગમજનો તે કરારે ઉઘી ગયો હતો સવારના પ્રહરમા શેઠના કપડા બદલવાના ઓરડામા તેને બાઇ સાહેબે ખબર આપી હતી કે શેઠ રાતના બહાર ગયા હતા. ઓરડામા તપાસ કરતાં તેને એક નાનો ગ્લેડસ્ટનબેગ અને થોડીક જરૂરી ચીજો ખુટતી જણાઇ હતી. શેઠે આગલી રાતે પેહડેલા કપડા ભોયપર પડેલા હતાં અને ખુરસીપર બીજા દિવસ માટે ગોઠવી રાખેલો નવો સુટ તેની જગ્યાએ હતો નહિ

'આજ ત્રીસ વરષ થયા હુ શેઠની નોકરી કરૂછુ, પણ આવો બનાવ તો કદીબી બન્યો નથી' તે વફાદાર નોકર અજાયબીમા ડોકુ ધુણાવતો બોલ્યો 'દીલપરના કપડા ભરજ મારા શેઠ બહાર જાય એબી એક મોજેજોજ છે મને તો કાઇ સમજ પડતી નથી, સાહેબ'

'ઠીક છે ઠીક છે,' મે સધયારો આપ્યો. 'તારે આ વાત કોઇ આગળ કરવાની જરૂર નથી નકામુ કાટાનુ કરેસર થઇ ન પડે તેની હવે સભાળ રાખવાની જરૂર છે"

નોકર ગયો કે હુ પાછો વિચારમા પડયો મારા દીલમા કાઇ અજબ ખટરો થયા કરતો હતો ધીમેથી મે મારૂ એસ્કો ઘડયાળ કાઢયુ અને ટેબલપર મુકલા અતિ કિમતી વિજળીક ઘડયાળ સાથે ટાઇમ સરખાવવા તે તરફ નજર કીધી યાહ! ઘડયાળ તો બધ પડેલુ હતું તેની ટકોરીનો અવાજ નહિ સરખો હતો એટલે હુ ઠગાયો હતો. તે ઘડયાળ ગઇ રાતની એકને સુડતાળીસ મિનિટે બધ પડેલુ હતુ

તે ઘડયાળ વીજળીક શોધનો એક ખરેખ કળાબાજ નમુનો હતો જે પ્રવાહથી આ ઘડયાળનુ સાચાકામ ચાલતુ હતુ તે પ્રવાહનો તાર ઉપર જણાવેલે વખતે કોઇએ કાઢી

નાખેલો હતો. બે વરસ થયાં આ ઘડયાળ વપરાસમા આવ્યુ હતું પણ એકબી દીવસ તે પોતાની નીયમીત ચાલમા ચુકયુ ન હતુ જ્યારે બધુજ ઉંધું થતુ હતું ત્યારે આ ઘડયાળે પણ દગો દીધો, છતા તે બાબે ખાલી ચુનોચરા કરવી ફોકટની ધારી મે પ્રવાહનો તાર પાછો જોડી તેને ચાલુ કરયુ

હુ હજી આ કામમા હતો તેટલામા કોઇ લાઇબરેરીનુ બારણુ ઘણુજ અળગા હાથે ઉઘાડતુ હોય તેમ મને લાગ્યુ, તે તરફ ઝડપથી નજર કરતા મે લોરડ વીલફ્રીસનો ઝનુની બદસુરત ચહેરો બારણામાથી ડોકયુ કરતો જોયો

'લાલાજી હવાથી બહાર ગયા છે તે ખરી વાત કે?' તે જવાન ઉમરાવ મારા તરફ આતુરતાથી જોતો અદર આવી બોલ્યો

'હા,' મે ટુકમા પતાવ્યુ 'શેઠ સાહેબ હવા ખાવા થોડો વખત બહાર ગયા છે'

'કમબખ્ત બધીજ વખતે મને નડે છે,' તે ધુખરાયલા અવાજે બોલ્યો આજે મને બસેક પાઉન્ડની જરૂર હતી ત્યારે એ બહાર જઇ ભરાયોઃ ભલા, એટલી મદદ ચેકપર તારી સહી કરી તુ ન કરી શકે?'

'માફ કરો મારાથી તેમ બને નહિ!' મે જણાવ્યુ શેઠ સાહેબ પધારે ત્યા તુલીક થોભ્યા વિના તમારો છુટકોજ નથી!"

'મરવાદે ત્યારે!' તે બડબડયો 'પેહલી રાતે મરે તને કયા સુધી રડ' આર્ચી બચ્ચા તુ બી તદન ફીકકો ફચ થઇ ગયલો જણાય છે તો તારા શેઠની પેઠે તુ પણ કમ ઉતરી નહિ પડતો!'

કશો પણ જવાબ ન મળતા તે મારા તરફ ડોળા કડડાવા ત્યાથી ચાલી ગયો અને પોતાની અપવિત્ર હવાથી તે ઓરડાને મુકત કીધો મારે મનથી તે પાપીનો પાપી હતો. તે મને ધીકકારતો હતો અને હુ તેને ધીકકારતો હતો તે તો ખુલ્લી બીના હતી, છતા હું હમેશા તેના તરફ માનથી વરતતો હતો કેમકે તે મારા વ્હાલા ભાઇનો ભાણેજ હતો. તે જબરો કુછદી અને બદમાશ હતો પાપી અને લુચ્છાઓ સાથે તે પોતાનો વખત પુરો કરી, ઘણો ખરો મારા શેઠની આયની મદદ પર જીવતો હતો મારા શેઠ પોતાની સ્ત્રીના આ વ્હાલા સગાને હમેશા મદદ કરતા હતા તેની દરેક જાતની શોખાઇ હુ સાખીજ જતો હતો પણ જ્યારે તે મવાલીએ ખરડેલા પગ ગાલીચાપર લબાવી મારા મનની પુતળી તરફ પોતાની ચુચી આખો લબાવી હતી ત્યારથી તે મારે મનથી ઝેર સમાન હતો ટુકમા આ પાપીમા પાપી લુચ્છો પોતાના ખાનદાન અને મોટા નામની બરકતે મારા સરળ મારગમા જબરો હરીફ હતો. યાહ! નિર્દોષ સોરીનો આ હડહડતો બદમાશ ધણી થાય! મારા ખુદા તે વાચારજ ઠડીનુ લખલખુ દિલમા ભરાવવા માટે પુરતો હતો.

પાછળથી મને માલમ પડયુ કે મારા શેઠ ભુલમા પોતાની પરણેતરને ખુશ કરવાના ખ્યાલથી તે બદમાશને ચાલુ મદદ કરતા હતા એક એકપર ચાલુ માગણીઓ થવાથી શેઠ ધીમે ધીમે કટાળી ગયા હતા એક વખત તો શેઠ એટલા બધા ખીજવાઇ ગયા હતા કે ફરીથી લોરડ વીલફ્રીસ મદદ માગવા આવે તો તેની સારી પેઠે ધુળ પખોડી નાખવાનો વીચાર મને જણાવ્યો હતો મને લાગે છે તે મવાલીને શેઠના તમતમતા

ભાષણનો ચમચમાટ જબરો થયલો હોવો જોઇએ.

આવા આ નેક નામનો ખ્યાલ હવે મારાં મનથી દુર કરી મેં મારા શેઠે જણાવેલી છેલ્લી હકીકતની જાતે ખાતરી કરવાનો વીચાર કીધો જો કે શેઠના ખુલ્લા દસ્કતો આવુ કશુ પગલુ પણ નહિ ભરવા મને જાણે સમજાવતા હતા પણ મારા અંતકરણની કોઇ છુપી લાગણી મને તેમ કરવા ઉશ્કેરતી હતી મારા શેઠના કાગળની ભાષા મને ભારે ગુચવાડામા નાંખતી હતી તૈયાર થઇ, ગાડી જોતરાવી હુ બહાર પડયો અને થોડા વખતમા શેહેરના મધ્યાનમા આવેલી અમારી ઓફીસમા જઇ ઉભો અને જલદીથી શેઠના જમણા હાથ જેવા ભલા મેનેજર મી૦ બેનેટને જઇ મળ્યો.

તેણે જણાવ્યુ કે ગઇ રાતના બે એકને શુમારે તેના નોકરે ટેલીફોનના ચગપરથી તેને ઉઠાડયો હતો અને ટેલીફોનમા વાત કરતા શેઠે હવા ખાવા જવાનો પોતાનો ઇરાદો જણાવ્યો હતો જો કે વાતચીત બહુજ ટુંકી હતી પણ શેઠનો અવાજ ઘણોજ શાંત હતો, છતા તેને કોઇ દહાડો નહિ સાભળેલા વાકયો સાભળવા પડયાં હતા શેઠીયા લોક ઘડીમા કેમ બોલે અને ઘડીમા કેમ કરે ? બાપા એ લોકને જો શીખામણ આપવા જઇએ તો ઉપરથી મોટી જેવી ઝાડુ મલ્યાવિના રહેજ નહિ

'શેઠ સાહેબની વાતચીતમાના શબ્દો જો કે મને કોઇ પણ પસદ કરવાજોગ ન હતા અને જો કે મે કોઇ દીવસ પણ તેમને આ પ્રમાણે બોલતા સાભલ્યા ન હતા, છતા હુ સારી પેઠે જાણુંછુ કે કામ કરતું માણસ જ્યારે પોતાનાં મનપરનો બોજ ઓછો કરે છે ત્યારે લગાર વીચીત્ર બની જાય છે,' મી૦ બેનેટે ધીમેથી જણાવ્યુ 'મારા પોતાના બાબમાં એવું અવારનવાર બનવા પામે છે એટલે એમા નવાઇ નથી એ તો જેનાપર પડે તેનેજ અનુભવ થાય!'

આ પછી હવે ગુપચુપ બેસવામાજ મે ડહાપણ જોયુ. નાહક ફસ કરવો મારા શેઠને મુતલગ પસદ હતો નહી હવે શુ બને છે તે હુ જોવા લાગ્યો ધીમે ધીમે વાત લગાર ગભીર બનતી ગઇ. મારા શેઠની કાંઇ પણ ધનનસલ કાગળ પત્રથી મને કે મારાં બાઇને મળી નહી પણ બહારગામોમાં મારા શેઠની સહીના વટાતા ચેકોપરથી તેમની હસ્તીની બાતમી મળી આ ચેકો પહેલા તો નાની રકમના હતા પણ ધીમે ધીમે તે રકમનો આકડો મોટો થતો ગયો મારા શેઠે જાણે છેકજ લાલ વાવટો રુકયો હોય તેમ ખુલ્લુ દીસ્તુ હતુ

મારા શેઠાણીને મે આ વાતની જરાપણ ખબર પડવા દીધી નહિ. હુ જોતો હતો કે દીવસોપર દીવસો વહી જવા છતા મારા શેઠની કશી ખબર તેણીને ન પડવાથી તે બાપડી ચિંતા અને દુખમા ગળાતી જતી હતી મારી વ્હાલી સોફી પણ પોતાના પ્રેમાળ પીતાના આવા વીચીત્ર વીયોગથી અતી દુ:ખી હતી. તેમને દીલાસો દેવાને હું મારૂ બનતુ કરતો હતો પણ જે ચીજમા મને પોતાને વીશ્વાસ નહી તે ચીજ હું બીજાઓના મનપર કેવી રીતે ઠસાવી શકુ ? આખા યુરોપમાં વટાવવામા આવતા મોટી રકમોના ચેકો પછી મારૂ મન વધુ અને વધુ દગમગ્યાજ કીધુ

આઠ દીવસ-પંદર દીવસ પસાર થઇ ગયા પણ મામલો જેની તેજ હદે હતો. એક દીવસે હુ મી૦ બેનેટના ઇજનને માન આપી ઓફીસમા ગયો તે વીસવાસુ મેનેજરનો ચહેરો ચીંતાથી છવાયલો ગભીર હતો.

'મી૦ ક્રાફરડ, આ મામલો કેમ વધુવાર ચાલી શકશે તે હુ જોઇ શકતો નથી,' તેમના ખાનગી ઓરડામા એકલા પડતાં તે બાહોશ મેનેજરે ગંભીર અવાજે કહયુ. 'આજે વીએના બેકના અત્રેના આડતયાઓએ દશ પચીસ હઝાર પાઉન્ડનો ચેક રજુ કીધો હતો આજ સુધીમા શેઠના ખાનગી ખરચને હીસાબે ચાલીસ હઝાર પાઉન્ડતો ખરચાઇ ચુકયા છે. આવો લખલુટ ખચ્ચ શેઠ કેમ કરે છે તે મારે મનથી ઉખ્ખાણા સમાન છે જો કે આજે મારી મોટી ભુલ થઇ છે છતા સલામતીની બાજુએ રહેવા મે આ ચેકના નાણા સ્વીકારવા ના પાડયા છે અને જણાવ્યુ કે હવેથી એ ફીસમના વધુ ચેકો હુ સ્વીકારી શકીશ નહી.

'કારણ?' રખે મારા શેઠને ખોટો ચેક વટાવવાના ગુનાહ માટે કોઇ પરદેશી રાજ્યમા પકડવામા આવે એ વાચારથી અકળાઇને મે સવાલ કર્યા

'શકમદ સહીનુ મે કારણ જણાવ્યુ છે,' મેનેજરે જણાવ્યુ 'જો કે સહીતો મારા શેઠનીજ આબાદ છે, પણ તેમા અક્ષરોની વલણ લગાર ફેરવાયલી હોવાથી મને શકમદ થવાનુ કારણ મળયુ. મને લાગે છે કે હવે નાણા પગાર કરવાનુ બધ થવાથી જે તે વીગત બહાર આવ્યા વીના રહેનાર નથી. માણસ માત્ર ફાટાબાજ હોય છે, પણ આવો ફાંટો! બાહ-કાઇબી ભેદ હોય એમ મને તો લાગે છે અને મોડે વહેલે પોલીસની આપણને જરૂર મદદ લેવી પડશે.'

મેનેજરના શબ્દોપર ગભીર ધોર કરતો હુ નીકળયો મારા બળતા કપાળને શાંત કરવા મારી ગાડીને પછવાડે આવવાનું ફરમાવી હુ બે ધ્યાને ચાલવા લાગયો થોડે દૂર જતા ડીટેકટીવ ખાતાંની હેડ ઓફીસ પર મારી નજર પડતા મારા ભેજામાંનો કીડો ચવડી આવ્યો. જો શકમદ સહીથી નાણા પગાર નહી કરવાનુ ડહાપણ મેનેજરને અનુસર્યું લાગયુ હોય તો શા માટે પોલીસની મદદ નહી લેવાનુ હુ ડહાપણ કરૂ? મેનેજરને તો ફકત પઇસા તરફજ જોવાનુ હતુ, પણ મારે તો છુપાગમમા ગળાતા એ ઉમદા જીગરો તરફ ખાસ ધ્યાન આપવાનુ હતુ અને તેથી મને કાઇ પણ ઇલાજ કામે લગાડવાની જરૂર જણાઇ

પેલા અટકેલા ઘડયાળનો પણ મને ખ્યાલ થયો એટલે તુરત હુ ઓફીસમા ઘુસ્યો અને ડીટેકટીવોના સરદાર સમાન લેખાતા ઇન્સપેકટર કરટીસને મળવા માગયુ મારા શેઠના ઓચર્યાઓને લગતી ચોરીમા મેં આ ઇન્સપેકટરને સારી મદદ કરી હતી તેથી હમો વચ્ચે તે વખતથી મીત્રાચારીનો ગાઢ બધાયલો હતો. સારા નસીબે ઇન્સપેકટર ઓફીસમાજ હોવાથી મને તુરતજ મળયો અને બીજી પળે તેને મે મારી વીગતોથી જાણીતો કીધો

તારે આ બાબે મને આગમજથી જણાવવુ હતુ,' તેણે લગાર ખભરીને કહયુ.

કારણ? શુ તને આમા કાઇ કાળુ દીસે છે કે?' મે' ધભરાઇને ફગલાયલે ચહેરે પુછ્યુ 'મારાપર તેમજ મારા બાઇપર

તેમના પોતાના હાથના કાગલો આવ્યાં હતા, પછી અમે શા સારૂ શકમંદ બન્યે?'

'આ કાગળો તેમજ છુટથી વટાવવામાં આવતા બધા ચેકો ફોરજરીના નમુના કેમ ન હોય! ડીટેક્ટીવે હસીને ગંભીર અવાજે કહયુ. 'પણુ તે બણુવાજોગ છે કે સહી ખરી હોય છતા જબરદસ્તીથી લેવામા આવી હોય મને લાગે છે કે આનુ છેવટ જબરદસ્તીનુ પરીણામ નીકળશે!'

'કારણુ?' મે ગભરાઇને પુછ્યુ આવા પરીણામનો તો સ્વપ્ને પણુ મને ખ્યાલ થયો ન હતો

'કારણુ,' તે બાહોશ શખ્સે જણાવ્યુ, 'કારણુ કે જો આ સહીઓ ફોરજરી હોય તો તારો શેઠ મુવેલોજ હોવો જોઇએ જો તેની પાસે જબરદસ્તીથી આ સહીઓ લેવાતી હોય તો હુ ધારૂછુ કે કાઇક મતલબને ખાતરજ તેને જીવતો રાખેલો હોવો જોઇએ ચાલ, ડીયર, તારી ગાડી બહાર ઉભેલી છે ને મને તારા શેઠને મકાને લઇ જા મારે પેલુ ઘડયાળ જોવુ છે મે પણુ વીજળીનો થોડો ઘણો અભ્યાસ કરેલો છે, દોસ્ત'

પા કલાકમા તો હુ, ડીટેક્ટીવ કરટીસ સાથે લાઈબ્રેરીમા જઇ મારા શેઠનુ કીમતી ઘડયાળ તપાસવા લાગ્યો તે ઘડીયાળને કેમ ચલાવવુ તથા કેમ બંધ કરવુ તેજ વીગત મેં કરટીસને ફક્ત જણાવી

હુ જોઉછું કે આ ઘડયાળનો વીજળીક પ્રવાહ કોઇ જાહેર ખાતા તરફથી મળતો નથી,' તે ડીટેક્ટીવે બારીક તપાસ કરતા કહયુ 'કોઇ ખાનગી ડાયનેમો મારફતે આ પ્રવાહ મળતો જણાય છે ભલા, આ ડાયનેમો મારફતે કોઇ બીજી ચીજોને પણુ પ્રવાહ મળે છે કે?'

આ સવાલથી મારી આખોપર ફરી વળેલો અંધકાર દુર થઇ ગયો અને મારો ચહેરો ઉજળો સપ થઇ ગયો

'આહ!' હુ અત્યંત કડવાસથી બોલ્યો 'કરટીસ, પહેલેજ દહાડે આ બાબે તારી સલાહ ન લેવામાં મે જબરૂ કાચ્ચુ કાપ્યુ છે, પણુ મારા શેઠના આવા કાગળ પછી હું કેવી રીતે આવું પગલું ભરી શકુ? આ મકાનમા ચોરોને સપડાવવા માટે ઘણે ઠેકાણે વિજળીક ઘંટો મુકેલા છે અને તેમનો પ્રવાહ નીચેના ડાયનેમોમાથી મળે છે. હુ ધારૂ છ તેમ કોઇએ આ પ્રવાહને અટકાવી પાછળથી જોડી દીધેલો હોવો જોઇએ, પણુ તેમ કરતા કાઇ ભુલથી યા નહિ જાણી શકવાથી ઘડયાલને ચાલુ કરી શકાયુ ન હશે જોકે એને બંધ કરવાનો તાર બધાને મળતો છે પણુ ચાલુ કરવા માટેના તારનો સંબંધ તદનજ જુદો છે'

ઇન્સપેકટર કરટીસ એક બોલ પણુ બોલ્યો નહી તેની તદન ખાતરી થઇ ગઇ કે તે ધનાઢ્ય વેપારીને મુવેલો યા જીવતો તેના ઘરમાથી તેજ રાત્રે કોઇ બદમાશો ઉપાડી ગયલા હોવા જોઇએ.

'મારા પહેલા અનુમાનો ત્યારે ખરા પડતા લાગે છે,' થોડો વાર તપાસ કરી તે ડીટેક્ટીવે જણાવ્યુ. 'કયા તો તારા શેઠને તેના ઓરડામા મારી નાખી તેનુ મુડદુ ઉચકી જવામા આવ્યુ હોય યા તો તેની જીંદગી બચાવવાના વચને તેની પાસે પેલી ચીઠ્ઠીઓ લખાવી લઇ તારા મેનેજરને તેલીફોન કરાવ્યો હોય યા તેને બેશુધ્ધ કરી

એકદમ ઉપાડી ગયા હોય. આ કાંઇ એક જણનું કામ લાગતું નથી.'

તે ડીટેકટીવના આ શબ્દોથી મારા કાન તાબડા થઇ ગયા.

'કરટીસ,' હું દૃઢતાથી બોલ્યો. મારી ખાતરી છે કે મારા શેઠ જીવતા છે અને તેમની પાસે જબરીથી નાણા કઢાવવામા આવે છે. ટેલીફોન મારફતે મી૦ બેનેટને જે અવાજે સુચના આપી હતી તે અવાજ મારા શેઠનો નહી પણ પેલા પચી બર્નાડ હીલનો હોવો જોઇએ!'

'બર્નાડહીલ–પેલો બદમાશ પચી આહ–એ મવાલીને હું સારી પેઠે ઓળખુ છુ'

મારાં શેઠાંણીના નામચીન ભાણેજ બાપુ, લોરડ વીલરીસનનો હાલ એ જબરો માનીતો છે. લોરડ વીલફ્રીસને આ મકાનમા મુકેલા ચોરોને પકડવાના વીજળીક ઘટોની ખબર છે. બીજી સહવારે હુ ઘડયાળ ચાલુ કરતો હતો ત્યારે હવે તે હયાં આવી ચુચી આખે જોતો હતો તેની રીતભાત તો તે વેળા કાંઇક વિચિત્ર હતી. તારા ધ્યાનમા કાંઇ વાત ઉતરે છે?'

'લોરડ વીલફ્રીસ હયાજ રહે છે કે?'

'ના, પણ તેને હયા આવવા જવાની દરેક છુટ છે, મે જવાબ દીધો 'ઓત્તારી કમબખ્તનુ નામ લેતાજ શયતાનની પેઠે આવી લાગ્યો આ શુ દાદરપર ચઢતો એનોજ અવાજ સભળાય છે, એ હયાજ આવતો હોવો જોઇએ'

'ચુપ! કરટીસે મારો હાથ પકડી ધીમેથી કહયુ. 'એક બોલ પણ બોલતો નહિ— પેલા પડદા પછવાડે મારી પુઠે ધીમેથી આવ'

હજી હમો બરાબર સંતાઇ રહયા નહી તેટલામાં લાયબરેરીનું બારણું ઉઘાડી બે જણ અંદર આવ્યા. તેમની વાતચીતપરથી મારી તુરત ખાત્રી થઇ કે લોરડ વીલફ્રીસનો સાથી મારી વહાલી સોરી હતી.

'વહાલા, ખુદા જાણેછ કે હમારો આખો દીવસ કેમ જાય છે!' સોરી દુખી અવાજે બોલી 'પપાની આ ભેદી ગેરહાજરી હમારૂ તનમન બાળી નાખે છે.'

'ધાર કે હુ તારા પપાને માટે આસમાન ને ધરતી એક કરી તેમને શોધી લાવુ તો?' તે બદમાશ કોરગાનો કંગાળ સવાલ થયો

તુ!' તેણી અજબ થતાં બોલી 'આહ! ત્યારે તને પપાની ખબર છે ને તુ હમાને જણાવતો નથી? જા બા, તુ તો ઘાટકી છે! આવા તે ચેહડા કાઢવાના હોય?'

'મે કયા કહયુ કે તારા પપાની મને ખબર છે,' તે ચંડાળ સતી થયો 'પણ મારી ખાતરી છે કે જો હુ ખાસ મેહનત કરૂ તો તારા પપાને શોધી લાવ્યા વીના રહુ પણ નહી. પણ મારી મેહનતનો બદલો તો મળવોજ જોઇએ. બોલ, ડીયર, જો તારા પપાને એક અઠવાડયાની અંદર હયા પાછો લાવી શકુ તો તુ મારી સાથે પરણશે?'

'તુ જેવો ઘાતકી છે તેવોજ કંગાળ નીચ છે!' બાઇ સાહેબ ચીચવાયા કે જે સાભળતા મારે કલેજે ટાઢક વળી.

'તારે જાઇએ તેમ બક!' તે બદમાશ ફજેત થવા છતા તુદાઇથી બોલ્યો 'મારી મદદ મેળવવી હોય તો આ શરત કબુલ કર નહીતર હુ કયા તને જબરી કરૂ છુ? છતા તને ચેતાવવાને મને ખાસ જરૂર છે કે જો

તું મારી માંગણી કબુલશે નહી તો તારા પપાને તું કદીપી જીવતા જોશે નહિ'

તેઓ વચ્ચે ચુપકીદી ફેલાઇ જો કરટીસે મારો હાથ મજબુત પકડી રાખ્યો નહોત તો તેજ વેળા હુ તે ચડાળ કોરગાને બરાપર સ્વાદ ચખાડતે મારી વ્હાલી સોફી રડતી હોય તેમ મને લાગતુ—આહ! આ હાલત હુ કેમ ખમી શકુ?

'તુ જ્યારે જબરીજ પાડે છે ત્યારે મારા પપાની સલામતીને ખાતર હું તારી શરત કબુલ કરીશ,' સોફીનો ધીમો ગમખ્વાર જવાબ નીકલ્યો 'તારે એટલુ તો તારા ધ્યાનમાં રાખવુ કે ફરજની મારી હુ આ કબુલીશ, પણ મારે મનથી તુ કમીના કુતરા કરતા પણ બહેતર નથી બસ, હવે તુ જા મારે મમા સાથે વાત કરવી છે'

તેઓ બહાર પડયા અને જલદીથી લોરડ વીલફ્રીસ ખુશાલ જીગરે ગીફ્તી ફેડતો તે મકાન છોડી ગયો તેની ગણત્રી મુજબ કામ પાર પડ્તુ જોઇ તે હરખમા દીવાનો બને તેની શી નવાઇ? પાચેક મીનીટ થોભ્યા પછી હમો પડદા પછવાડેથી બાહાર નીકળયા

મારે એ લાલાજીની પુઠ પકડવી પડશે,' કરટીશ ઝડપથી વીચાર કરતો બોલ્યો 'મારી ખાતરી છે કે એ બદમાશ હયાથી સીધો પોતાનો મળતીઆઓ આગળ જશે અને એ ઉઠાવગીરો તારા શેઠ પાસેથી હજી થોડા વધુ ચેકો લખાવશે. ત્યાર પછી આ કોરગો તે બાપડાને બચાવવાનુ માન ખાતી જવાનો તાગડો રચશે, પણ એને થોડી ખબર છે કે મારા જેવા સાથે એ લાલાજીને કામ પાડવાનુ છે મારી ખાતરી છે કે આ છોકરાઓએ તારા શેઠની દોલત સરખે ભાગે વહેંચી લેવાનો પ્રપચ કરેલો હશે! વારૂં! જોઇએ, બચ્ચાજી, કોણ ફાવે છે તે! આરચી તુ હયાથી આજે જરા પણ બહાર ફટકતો ના કોઇબી પળ તારૂ કામ પડશે માટે તુ ઘરમાજ રહેજે, સાહેબજી

એક બોલ પણ વધુ બોલ્યા વિના તે મશહુર ડીટેકટીવ ત્યાથી ચાલી ગયો અને હુ આ બનાવ પર ગભીર ઘોર કરતો પડી રહયો બપોરના ખાનાં વખતે મા દીકરીઓ પોતપોતાના ઓરડામાજ ખાનુ લીધુ હતુ. મને લાગ્યુ કે મારી સોફીએ પોતાની વિગતથી તે વ્હાલી માતાને વાકેફ કરી હશે.

આખો વખત હુ લાઇબરેરીમા બેસી રહયો અને ધારયાળ કે જેના પરથી હમોને સરસ બાતમી મળી હતી તે તરફ ટગરમગર જોયા કીધુ પાચનો ટકોરો પડતાજ નોકરે અદર આવી મારા હાથમા તાર મુકયો તે નીચે મુજબ હતો

"પેહલી ત્રેને ઇસેકસમા આવેલા રીવરમાર્શ સ્ટેશને આવ તારે સારૂ અચ્છીખબર છે સ્ટેશનપર હુ મળીશ, કરટીશ"

બે કલાકમા તો વીજળી વેગે દોડતી એકસપ્રેસ ત્રેન મારફતે હુ ઉપલા સ્ટેશન પર ઉતર્યો કરટીશ મને પ્લેટફોર્મપર મળ્યો તેની સાથે મારા શેઠ તદન બખડી વખડી ગયલી હાલતમા ધ્રુજતા—થથકતા ત્યા ઉભેલા હતા

'લે આય તારા શેઠને હુ શોધી લાવ્યો છુ, તે ખુશ થતો બોલ્યો 'હવે તો તું એમને ઘર લઇ જઇ જરા બરાબર બરદાસ્ત કર કે એઓ પાછા થોડા વખતમા ઘોડા જેવા થઇ જશે મારે તો હયાં લગાર કામ

છે આજે એ બદમાશોની આખી ટોળી કલાકેકમાં હમારા પંજામાં આવવાની છે ચાલો, સાહેબજી અરે યાર એમા ઉપકાર શાનો? તમારી મેહરબાની છે એટલે બસ છે!'

*   *   *

તે રાતરે હમારૂ ભવ્ય મકાન ફરી પાછુ ગાજતુ-વાજતુ થઇ ગયુ મારાશેઠ પોતાના ધણીયાણી અને બેટીની ખંતીલી સારવાર હેઠળ જલદીથી સાજા થઇ ગયા જો કે હમો બધાએ તેમને આ બાબતપર વધુ વિચાર કરવા ના કહયુ હતુ છતા તેમણે પોતાની વીગતો જણાવી અને તેપરથી મારી ખાતરી થઇ કે કરટીસ અને તમારા સેવક જે અનુમાનો કર્યા હતા તે તદ્દન ખરા હતા

તેઓ લાઇબરેરીમા કાગળ લખતા હતા તવામા મોઢુ ઢાકેલા ચાર શખ્સો તેમની પર તુટી પડયા અને તેમનામાના એકે રીવોલ્વરની ધમકી સાથે પેલા કાગળો લખવાની ફરજ પાડી હતી આ પછી તેઓમાનો ટેલીફોન આગળ ગયો અને આબાદ તેમનાજ અવાજે બેનેટને કામ ચાલુ રાખવા હુકમ કીધો ત્યાર પછી તેમના મોઢામા ડુચા મારી તેમને એક મોટરમા બેસાડી દુર લઇ જવામા આવ્યા

તેમને ઉપલા એકાત ગામડામા બદીવાન કરવામા આવ્યા અને વારવાર તેમનો જાન લેવાની ધમકીએ તેમની પાસેથી ચેકો લખાવવામા આવ્યા હતા. આ ચેકો યુરોપના જુદા જુદા શેહેરમા મળત્યાઓપર મોકલી વટાવવા આવતા હતા છુટવાને માટે ગમે તેવો પ્રપંચ કરતા તેઓ ફાવ્યા ન હતા ઉલટુ તેમ થતા તેમનાપરની સખતાઇ બેહદ વધી ગઇ હતી આખરે કશુ ન વળતા તેમણે પોતાની સહીમા સેહેજ ફેરફાર કીધો હતો કે કદાચ તેપરથી કાઇ તજવીજ થાય ઘડયાળની મોહકાણુ અને તેમની પોતાની ચાલાકીથીજ તેમનો છુટકો થયો હતો

આ બધુ પોલીસની તપાસમા બહાર આવ્યુ પોલીસે ચાર જણને પકડી બતએ મોકલાવી દીધા હતા કરટીસ મારી આગળથી જતાજ લોરડ વીલફ્રીસની પુઠે લાગ્યો હતો એક નાના ભથયારખાનામા તે મવાલી પોતાના સાથીને મળ્યો હતો તેમની વાતચીતપરથી કેદખાનાની જગ્યાની તેને ખબર પડી હતી લોરડ વાલફ્રીસ ત્રણેક દિવસ પછી તે કરોડપતીનો અચાનક બચાવ કરવાની પેરવી કરતો હતો તેવામા આ કાટાનુ કટેસર થઇ ગયુ અને તે મિયા મીઠુને સરકારના મુફત ખીચડા અને વગર ભાડેના મકાનનો લાબો વખત સુધી લાભ લેવો પડયો

બધા ખુશી થયા અને તમારો સેવક-શુ પુછવુ? ભલા તમો જાણોછ કે મને દીકરોને જમાઇ કરવાનો પેહલેથીજ વીચાર રાખેલો હતો એટલે પછી તેમા કાઇ વાધા સાધા કદીબી નીકળે કે 'ચાલો બા, સૌ સારૂ જેનુ સેવટ સારૂ'

---

## ઢોંગ-સોંગ ચોપાન્યું.

વાચનારને રમુજ અને બે ઘડી ગમત આપે છે વરસ દહાડે એનું લવાજમ વી. પી. પોસ્ટેજ ખરચ સાથે રૂા. ૧ાા= આના છે. લખો મેનેજર ઢોંગ-સોંગ ગ્રાંટરોડ મુંબઇ.

# કરણીનો ફેજ!

## ઇંગ્રેજી સંસારની એક વારતા,

[ લખનાર—બ. ન. કાબરાજી. ]

"પણ નાહના ચાર્લીને અહી એકલો મેલીને અમો કેમ જાઇએ, ડાકટર ?"

"બાઇ સાહેબ," તે તબીબે માનથી સમજાવી કહયુ, 'તમોને તમારાં મનની—બીલકુલ શાંત સમાધાની સારૂ તો હુ જવા કહુ છું, હવે તે છતાં જો તમો બજીદ થઇ ચાર્લીને લઈ જશો તો જે ફાયદાની વકીથી તમો અતરેથી જસો તેમા તમોને ખચ્ચીત નાશીપાસ થવુ પડશે"

"ખરૂ છે, ડીયર," મીસીસ કલેગને હવે તેનો ભરથાર સમજાવવા પડયો, "ડાકટર બેન કહે છે તે ખરૂ છે ચાર્લીને આપણે અહીં અચ્છી માવજતમાં છોડી જઇશુ, ને વળી હુ પોતે અવારનવાર અહી ફેરો ખાતો રહેવશ એટલે કશી અડચણ થવાની નથી સઉથી પેહેલ્લા મારે તારી તનદરોસ્તી જાલવવી છે. વળી આપણને કાંઇ વરસ બે વરસ તો નથી રેહેવાનુ જે તેની વાત ?"

અતે મીસીસ કલેગને આ જીકરને તાબે થવા વના ચાલ્યુ નહી. એક માતાના કાલજીવત હેત અને વિરૂદ્ધ હાવભાવથી પોતાના સુખને સારૂ પોતાના બચ્ચાને એકલુ આયાદાયાઓ હસ્તક મુકી જવા ખાતર તેણીને ભારે દુખ થતુ હતુ, પણ તોબી પોતાના ઘરના ડાકટર અને પોતાના વ્હાલા ખાવદની જીદ આગળ તે તદન આજેજ અને લાચાર બની.

મી० કલેગ એક પેહેલેવાઘેનો સારી પુજીવાલો માતબર ગ્રહસ્થ હતો તેના બે બંગલા હતા—એક જયાં તે હમણા રેહેતો હતો ને જેને "કલેગ કોર્ટ' કેહેતા હતા તે, અને બીજો એક ખુશનુમા ગામડામાં દરિઆ કીનારા તરફ હતો, જે "સીલવર બીચ" નાં ઘણાં અનુકુળ નામથી ઓલખાતો હતો

મીસીસ કલેગને ખઈનો નેહેસ્ત મરજ લાગુ થયો હતો, અને તે બીચારી બચે એવું લાગતુ ન હતુ તે બાપડી ખઈથી જલદીજ ખવાતી ચાલતી હતી એ દરદ તેણીને ઓઘો ઉતરયુ હતુ, અને તે સારૂ કરાવાને તેના ખાવદે પૈસા પાપરીની પેઠે વેરવા પાછળ કાંઇ જોયુ નહી, પણ કશુ વલે એમ લાગતુ ન હતુ જે બી કોઇ જે બી કાંઇ કહેતું તે ગરીબ મી० કલેગ જે પોતાની ધણીયાણીને પોતાના જાનથી જયાદા ચાહતો હતો તે અજમાવી જોવાને ચુકતો નહી, પણ કમનસીબે તેની કશી બી સારી અસર માલમ પડતી હતી નહી અતે ઘૈમેલી ડાકટર મી० બેને હવે હવા ફેરફાર કરવા સારૂ જવાને મજબુત ભલામણ કરી, પણ સાથે મી० કલેગના નાહના ગોલાબ જેવા ગલગોટા ચાર્લીને લઇ જવા દેવા તે તબીબ એકમત થઇ શકયો નહી. "જો નહાનો ચાર્લી સાથે હશે," તે ડાકટરે એકાતમા મી० કલેગને સમજાવ્યુ, "તો મીસીસ કલેગને પોતાનાં બચ્ચાંપર દેખરેખ રાખવીજ પડશે, અને તેની ચીંતા અથવા કાલજી એવણુની નબલી હાલતમાં એવણુને હાલ મુતલગ જોઇતીજ નથી. પુરતા આરામ ને તદન શાંત આસાએસનીજ એવણુને હાલ ઘણી જરૂર છે. હવાના ફેરફારસાથ એમનું મન વેરાય એવુ બી

કાંઇ કરવુ જોઇશે."—અને મી૰ કલેગે એ સઘળું કબુલ કીધુ હતું. તેણે પોતાનાં અને મીસીસ કલેગનાં કેટલાક જાંની દોસ્ત આસનાઓને "સીલવર બીચ" બંગલામા મેહમાન બોલાવ્યા હતા, કે જ્યારે નહાના ચાર્લીને તો એક ઘણીજ વિસ્વાસુ આયાને તેવાજ જુના વિસ્વાસુ નોકરોના હાથ હેઠલ "કલેગ કોર્ટ' ખાતે છોડી જવાનો હતો

"અને "સીલવર બીચ" ખાતે આવ્યા પછી મીસીસ કલેગની તબ્યતમા કાઇક સુધારો થતો જણાયો, જે તેના આતુર ભરથાર માટે પણ સુખદાયક થઇ પડયું હતું.

"જુલ્યા" એક દિવસ નારતા ઉપર મી૰ કલેગે પોતાની ધણીઆણીને ખબર આપી, "કલેરન્સનો હમણાજ એક કાગલ આવ્યો છે ને તેમા તે લખેછ કે આજ રાતની ટરેનમા તે અતરે આવશે"

"આજે ?"

"હા, અને હુ તેથી ઘણો ખુશી છુ,' મી૰ કલેગે ચાલુ રાખ્યુ. "ઘણે લાબે વખતે એ મારો જવાન ભત્રીજો ઠેઠ ઇટલીથી મને આવી મલશે તે ઘણી હરખાવનારી વાત છે"

જુલ્યાએ કશો જવાબ કરયો નહી.

"કેમ, તુ કઇ બોલતી નથી, વ્હાલી ?' મી૰ કલેગે જરાક થોભીને પુછ્યુ "તુ કલેરેન્સ તરફ કાઇ કુદરતી ધીકકાર લઇને મને જણાય છ! તે તેને કદી ખુશીથી આવકાર દીધો નથી, અને તોપણ તું વીસરી જાયછ, ડારલીંગ, કે તુ મારી સાથ પરણી તે આગમચ મને તે એક માહરા દીકરા જેવો હતો !"

"હુ તેને ધીકકારૂંછ તેના કારણ છે, યુસટેસ," મીસીસ કલેગે તેના ભરથારને સમજાવ્યુ "આપણા લગન થયા ત્યારથી તમારો એ ભત્રીજો મને ધીકકારતો આવ્યો છે, કેમકે તમે કુંવારા હતા ત્યારે તમારી પછવાડે તમારી માલ મીલકતનો તે વારેસ થવાની દેખઇતી ઉમીદ ધરાવતો હતો, જે આપણા લગનથી ભાગી પડવાનો ભય બરપા થયો હતો. વળી તેમાં આપણા વ્હાલા ચાર્લીનાં જન્મથી તો તે તેની આશા તદન ધુલ મલી છે, એટલે તે મારી ને ચાર્લીની તરફ જે અદેખાઇ રાખેછ તે હુ તામોશ કરી શકતી નથી."

" પણ જુલીયા—"

"' પણ તમો દલગીર ના થાઓ, વહાલા," મીસીશ કલેગે મીઠાશથી હમાને પોતાના ખાવદને સખ્યારો આપવાની ઉતાવલ કરી. "જયારે એ તમારો ભત્રીજો ચાલી ચલાવીને હયાંવેર આપણે ઘેરજ આવેછ ત્યારે તો હુ મારી ફરજ પ્રમાણે તેને બનશે એટલો સારા આવકાર આપવાને ચુકશ નહી"

તે દહાડો પસાર થઇ ગયો, ને સાંહજ પડી. સાહજનુ ઝઝકલુ ની લગભગ ખતમ થવા આવ્યું હતુ, અને પેહેલા મજલાની એક બાહર ખેચેલી અગાશી ઉપર મી૰ કલેગ પોતાનાં પહરોણાઓ સાથ ફીનારા તરફની ઠંડી લેહરો જે આખા દિવસના તાપને મારી હટાડી સઉને ઘણી ખુશ કરતી ને તાજગી બખ્શતી હતી ને ઘેરતો વાતે બેઠો હતો, તેટલા તેની ધણીયાણી હરખથી દોડતી સામેથા આવી

"કયા છે એ યુસટેસ !" તેણે હરખથી હાફના કહયુ, બોલો, તમે એને કયા સાત્યો ? એ ક્યારે આવ્યો ? અને કોણ લાવ્યુ ? બોલો, જલદી બોલો ! મારી ધીરજ રહેતી નથી '

મી૰ કલેગ પોતાની ખુરસીપરથી છલાગ મારી તાજુબીમા ઉભો થયો.

"વ્હાલી જુલ્યા," તેણે અચરતીથી કહયુ, "એ તુ શું કેહેછ ને કોણ વીશે બોલેછ તે હું કશું સમજી શકતો નથી."

"ક્યાએ?" મીસીસ કલેગે નાસીપાસીના ખીજવાતથી કહયુ, "આપણો ચાર્લી કયા છે?"

'ચાર્લી, જુલ્યા? ચાર્લી તે તો કલેગ કૉર્ટ ખાતે છે."

"નહીં, તે હયાં આવેલો છે," તેણીએ બજી-દાઇથી કહયું. "મે તેને દુરથી આ અગાસીના ઉબરમાં ઉભેલો જોયો. તેના હાથમા તરેહવાર ફુલોનો જુમખો હતો, અને હુ હરખભર તેણે ભેટવા અહીં દોડી આવી તો તે ભરાઇ ગયો. તમોએ તેને શાતી દીધો છે?"

મી૰ કલેગ ધાસ્તી અને અચર્તીથી પોતાની બીમાર મોહરદાર અને પોતાના પરોણાઓના ચેહરાસમ અવારનવાર જોવા લાગ્યો

"વ્હાલી જુલ્યા," તેણે તેણીને સમજાવીને કહયું, "લગાર ધીરજ પકડ હુ તને ખાત્રી આપુચ કે ચાર્લી અહી આવ્યોજ નથી, અને આ જે કાઇ જોયુ છે તે તાહરા વેહમાયલા મગજનો કાઇ ખાલી ખ્યાલ હોશે."

પણ મીસીસ કલેગના ધ્યાનમા તે વાત ઉતરી શકી નહી. આખુ ઘર તેણીએ ખોલી જોવાડયુ! દરેક નોકરને તેણીએ પોતે પુછયુ, પણ સૌની તરફથી એકજ નાઉમેદ કરનારો જવાબ મલ્યો કે ચાર્લી હયાં આવ્યોજ નથી હવે મીસીસ કલેગની ખાત્રી થઇ, પણ વળી ઘણી દુખભરી ખાત્રી થઇ. તેણી ફીકકી પડી જઇ થરથર ધ્રુજતી એક ખુરસીમાં બેસી ગઇ "યુસતેસ," તેણે પોતાના ભરથારને કહયુ, "યુસતેસ, જો આપણો ચાર્લી હયા ન આવ્યો હોય તો હું કહુછ જે માહરા વ્હાલા દીકરાનો ભુત મને આવીને નજરે પડી ગયો છે! ઓ મારા દીકરાને ત્યારે તો કંઇબી થયલુ છે! એકદમ આપણે ન્યુયોર્ક ખાતેના આપણા કલેગ કૉર્ટમા જઇએ!"

"એ તુ શુ બકેછ, ડીયર?" મી૰ કલેગે કહયુ, "આવા નાહાનીયતભરેલા એક ખ્યાલ માટે તુ હવા ખાવા આવેલી અત્રેથી એકદમ પાછી જવા માગે છે?"

"ત્યારે એકદમ તાર કરી પુછાવો," તેણીએ જેના તે ધભરાત ને આતુરતાથી કહયુ

"હા, તુને રાજી રાખવા ખાતર એમ કરવાને હુ કશી અડચણ જોતો નથી"—અને મી૰ કલેગે 'કલેગકૉર્ટ' ખાતેનાં પોતાના મકાનમાં જ્યાં ન્હાના ચાર્લીને તેઓ મુકી આવ્યા હતા ત્યાં—તાર કરી પોતાના બેટાની ખબર અંતર પુછાવી.

* * *

રાતના નવ વાગાની ગાડીમા "સીલ્વર બીચ" ખાતે એક બીજો પહરોણો આવ્યો, અને તે મી૰ કલેગનો ભત્રીજો હતો. મી૰ કલેગે તેને ઘણા હરખથી આવકાર દેવાને બનતુ કીધું. એ પછી થોડા વારમા પેલા તારનો જવાબ આવ્યો મીસીસ કલેગે હેઠલ દોડી જઇ સિપાઇના હાથમાંથી તે ઝુટી લીધો, ઉખેડયો, વાચ્યો, અને એક ચીચ્યારી પાડી તે બેહોસ તુટી પડી. મી૰ કલેગે હવે તેનો વારો આવતાં તે તાર અતી ગભરાતમાં

ઉંચકી વાંચ્યો, ને તેણે જોયું કે તેનુ વ્હાલું બાળક મરીજ ગએલું હતું !! તારમાં નીચે પ્રમાણે હતું—"આજે સાંહજે ચાર્લી પછવાડેની ઉંચી ટેકડીપર આયા સાથ ફરતો હતો તેટલાં નજર ચુકાવી છુટો પડી ગયો, અને પછી નીચે ખાહીમાં ગબડી પડેલો જણાયો છે. અમો તાર કરવાજ દોડાદોડીમાં હતા તેટલાં તમારો તાર આવ્યો"

અરે, પહરોણાઓ અને મી૦ અને મીસીસ કલેગ વચ્ચે જે ગભરાત વગેરે બરપા થયુ, અને તેઓ "સીલવર બીચ" બંધ કરી રડતા ગમગીનીથી પોતપોતાને મકાને નીકળી ગયાં તે સઘળુ આપણે મુકી જઇ આગલ ચાલીશુ

નાહના ચાર્લીના મરણને ઘણા દીવસ થયા છે. મીસીસ કલેગ તે બાળકબેટાના મરણ પછી ખહીથી વધારે જલ્દી ખવાતી ચાલી ને કદી હસતી જણાઇ નહી તેની વિશ્વાસુ દાયાએ તેને સમજાવ્યુ હતુ કે ચાર્લી ફુલ એકઠા કરતો આયાના હાથમાથી આગલ નીકળી ગયો, ને તેણીએ જોયુ કે તેજ દપે તે ગોહત વચ્ચેથી તેને (પોતાની માતાને) નજરે પડવા આવ્યો હતો !!

કલેરન્સ—મી૦ કલેગનો ભત્રીજો હજી કલેગકોર્ટ ખાતેજ રેહેતો હતો, અને મીસીસ કલેગ પોતાના ભરથારના ગમે એવા સમજાવા છતા તેના તરફનો પોતાનો અભાવ પોતે દીલમા સમાવી શકતી નહી "કોણ જાણે શુ થયુ છે તે મને એ માણસના મોહનાગમ જોવાજ ગમતુ નથી," તે પોતાના ખાવંદને ગમગીનીથી હમેશ એકનોએક જવાબ આપતી; હુ એ તમારા ભત્રીજાને ધીક્કારૂ છુ!"

* * *

"તમે મીસીસ કલેગ છો, બાઇ?" મીસીસ કલેગ એક સાંહજે બાગમાં એકલી ગમગીન બેઠેલી હતી તેની આગલ જઇ એક ગરીબ નાહની છોકરીએ અચણુચ સવાલ કીધો.

"હા, મ્હારાં બચ્ચા! કેમ વારૂ?"

"મારી માતાએ આ ચીઠ્ઠી તમોનેજ હાથોહાથ આપવા કહેલી છે"

મીસીસ કલેગે તે ચીઠ્ઠી ધ્રુજતા હાથે ઉખેડી, લીધી અને વાચી તેમા નીચે મુજબ હતુ —

"તમારો ચાર્લી કેમ મુવો તે જો તમારે જાણવુ હોય તો હયાના ગરીબ લોકોની ચાલીવાલા મકાનના ૧૩ મા નબરવાળા ઓરડામા આજ રાત્રે દસ વાગે આવવુ. ને આગમજથી એ વિશે કોઇને કાઇ કેહવુ નહી."

"આ તારી માતાએ લખ્યુ, બેટી?"

"હા બાઇજી"

"તારી માતા હયાનીજ કોઇ રેહેવાસણ છે?"

"નહીજી, અમો તો દેવાનશાયરથી અમારી માસીને ઘેર અતરે થોડુ ક થયુ પરોણા તરીકે આવેલા છીએ"

મીસીસ કલેગે તેણીને ઘણુક નાણુ આપી વીદાય કરી અને જાણમા પોતે જરૂર રાત્રે આવવા જણાવ્યુ

તે પછી રાત્રે દસ વાગે તે ચોક્કસ નબર વાલા ઓરડાનુ એક નરમ હાથે બારણુ

થોકાયુ, જે એક ડોસીએ ઉઘાડયુ. તે મીસીસ કલેગને જોઇને ઘણી નમનતાઇથી વાકી વળી નમી. "તમે મારાપર પેલી ચીઠ્ઠી મોકળી ?" મીસીસ કલેગે તુરત તેણીને સવાલ કર્યો.

"નહીજી, મારી બેહને: તે દેવનશાયરથી આવી છે, તે ઘણ્ંની અહી માદી પડેલી છે; ને આજે જરા હોસ્યાર થતાજ તમોને અત્રે તેડવાની બોહોસ કરી મે કહયુ કે મોટા માણસોને તસ્દી આપીને આપણા ગરીબ ઘરમાં—"

"તેની કાઇ ચીતા નહી," મીસીસ કલેગે ધીરજ આપી, "મને તેણીની આગલ એક-દમ લઇ જાઓ."

તે બુઢ્ઢાએ એ સાભળી મીસીસ કલેગને એક બીજી બાજુનુ બારણુ ઉઘાડી આપ્યુ, ને મીસીસ કલેગ એક કગાલ સરખા ઓરડામા અદર ગઇ ત્યા ટેબલપર એક દીવો ધીમી આચે બલતો હતો, અને એક કગાલ ખાટલીમા તે બીમાર અબળા પડેલી હતી મીસીસ કલેગ તેણીના બીછાણાની અડોઅડ ગઇ, અને પાસેજ એક ખુરસી ખેંચી તે ઉપર બેઠી

"બાઇ, તારે મને શુ કેહવુ છે ?" બેઠા પછી તેણીએ પુછયુ

"હુ દલગીરછુ," તે બીમાર અબળાએ જવાબ દીધો, "કે મારે જે કેહવુ છે તે હુ આથી જલદી તમને કહી શકી નહી તેજ દિવસથી મને તાવ ચઢી આવી, તેની બેભાંનીમાંથી હુ આજેજ હોશીઆર થઇ. ૧૦ મી આગસ્ટનો દીવસ તો તમુને યાદ છે ?"

"યાદ છે!" મીસીસ કલેગ પોતાનાં અતી પ્યારા બચ્ચાંના મોહોતના દિવસની યાદ થતા એક ગમખાર હાય મારી બોલી

"ત્યારે એ દિવસે રહાંજે હુ તમારાં ઘરની પછવાડેની પેલી ખાડીવાલી ટેકડીપર એકલી ફરતી હતી, તેટલાં મેં પગલા સાભળ્યા હુ એક ઝાડને ઓથે બાજુ થઇ ગઇ તો પેલો તમારો સગો કલેરન્સ તમારા ચાર્લીને પાખડી વલગાડી ચલાપતો ને વાત કરાવતો લાવ્યો તેણે મને જોઇ નહી, પણ તેઓને મે. જોયા કીધા કલેરન્સ તેને વાત કરાવતો ખા-ડીની છેક અડોઅડ લેઇ ગયો, ને પછી હાથ માથી પકડી ઉચે ઉપાડી તે ખુની ચડાલે પથ્થર જેવા સખ્ત દીલથી તે ફુલ બચ્ચાને ખાડીમા નાખ્યુ અને તે છેક હેઠાણમાં ગયુ કે નહી તે જમીનપર વાકો વલી જોવા લાગ્યો એમ કરતા તેના ગજવામાથી એક સોનાનો બાકસ પડી ગયો તેની તેને ખબર રહી નહી, ને જયારે તે બચ્ચાને છેક હેઠાણમા ગબડી મુવેલુ જોયુ ત્યારે તે કરપીણ પોતે મુછમા હસતો ને ખુશીથી કાઇક બબડતો ત્યાથી ચાલી ગયો. મારૂ તનબદન ધ્રુજવા લાગ્યું, અને મને કશુ સુજયુ નહી. હુ તે ચડાલની પુઠે પડી તેને પકડવા માગતી હતી, પણ તે કાઇ બન્યુ નહી તે ખુની મનેબી તેમજ ખાડીમા ગબ-ડાવી નાંખશે એ ભયકાર વિચારે હું જયાં ઉભી હતી ત્યાથી ખસી શકી નહી"

"કયા છે તે સોનાનો બાકસ ?" મીસીસ કલેગે ખુનખાર આખોએ ને ઘણા ધારા બોખરા સાદે ઉશ્કેરાઇ આવી પુછયુ

તે માંદી અબળાએ ધ્રુજતા હાથે પોતાનાં બીછાંણાં તલેથી તે કાઢી આપ્યો. જે મીસીસ ક્લેગ દીવા આગલ ગઇ, અને તુરત તે તેણે ક્લેરન્સના તરીકે પીછાણી કાઢયો. તે ઉપર ક્લેરન્સનું નામ પણ હતુ! મીસીસ ક્લેગે તે પોતાનાં બદનમા છુપાવ્યો, ને કાઇ અજબ જેવી મન શાંતની પણ ગમખાર સમાધાનીમાં પાછી જઇ ખુરસી પર બેઠી

"હું તે દહાડેથી ઘરે આવતાજ ધાસ્તી-ની સખ્ખત તાપે બીમાર પડી," મીસીસ ક્લેગના બેસવા પછી તે અબળાએ પાછુ ચલાવ્યું, "ને મારી બેહેન કહે છે કે હુ જરા જરામાજ બચી ગઇછુ. મારી કશી આસાજ ન હતી. તે ભયકાર દેખાવ મારી નજર આગલથી ખસતોજ નથી! ને તે ખુબ-સુરત બચ્ચાંની છેલ્લી ચીસ્યારી હજી મારા કાનમા વાગ્યા કરે છે!"

મીસીસ ક્લેગે કાને હાથ દીધા તે વધુ સાંભળી શકી નહી વધુ વાર ત્યા બેસી પણ શકી નહી હવે તેના આગમા પણ તાપ ભરાઇ આવી. તે ત્યાથી એકદમ ઉઠી અને ટેબલપર એક નાણાથી ચીકાર ભરેલી કોથલી મેલી તે બીમાર અબળાનુ ડચકાથી ગુગલાતા સાદે ભારે એહેસાન માની બાહેર નીકળી પોતાને ઘર ગઇ

તેણીએ તુરત પોતાના ડાકટર બેનને બોલાવી મગાવી તે ભલી બીમાર અબળાની માવજત સારૂ પોતાને ખરચે મોકળી આપ્યો, અને પછી પોતાના ભરથારને આ સઘળી દુખભરી હકીકત કેહેવા બેઠી, કે જે પોતાને જે ભત્રીજામાં આવો વીશ્વાસ અને તેનો જેનાપર આવો પ્યાર તેનાપર મેલાયેલો આ માહ કરપીણુ અપરાધ પેહેલાં તો માની પણ શકયો નહી! અંતે મજબુત પુરાવાથી તેની ખાત્રી થઇ, અને ત્યારે તેણે દુખની એક હાય મારી

બીજી સહવારે ક્લેરન્સ એક ખુની તરીકે બંદીખાનામા પડેલો હતો, ને તેજ સાંહાંજે તેજ બંદીખાનામાં તે મુએલો મલી આવ્યો. તેની તપાસ થાય તેટલાં બી તે જીવી શકયો નહી દીલના દખ ને જગની નામોશી સામે તે ટકી શકયો નહી, ને તેણે એક ચીઠી લખી પોતાનુ પાપ કબુલી પોતાની પાપી જીદ-ગીનો આપઘાતનાં નામોશીભરેલા નવા પાપે છેડો આણ્યો હતો એક કરણીની ફેજ હતી તેણે પોતાની છેલ્લી ચીઠીમા જણાવ્યુ હતુ કે "ચાર્લી-ના જન્મથી ક્લેગકૉર્ટના મારા વારસાપરનો હક ખોટો થયો તેથી હુ તેનો કાટો કાઢવાનો રસ્તો સોધ્યાજ કરતો હતો, તેટલા તક મલવે હુ "સીલવર બીચ" મા જે રાત્રે આવ્યો તેજ સાહજે ભરાતો છુપાતો "ક્લેગકૉર્ટ ખાતે પેહલા ગયો, ને ચાર્લીને ટેકડીપર હાથમા ફુલ લઇ એકલો રમતો જોયો"

હવે લબાણુ કરવાની અગત નથી "ક્લે-ગકૉર્ટ હવે વેરાન જેવો લાગે છે જુલ્યા હજી જીવે છે, પણ તેણે જેટલા વરસ કાઢયા તેટલા દહાડા નહી કાઢે એવીજ રીતે જીવે છે, અને તેનો ગમખાર ભરથાર તેનાપર ગુજરેલા ગજબથી ચીતાતુર હાલે પોતાની મરવા સુતેલી ઓરતના બીછાણા પાસ કાલજીથી હમેશ બેસી રહે છે!

---

જગ્યાની તગાસને લીધે "મુર્તીની આ-ખનો હીરો" નામની ચાલુ વાર્તા આ વખતે આવશે નહી અ○ ઢોંગ-સોંગ

# ખુનખાર ભોંયરૂં!

અને

# તેના ચાર કમનસીબ ભોગ!!

## ( મ્હોમેદન સંસારની એક ટ્રેજીડી. )

ટુંકી વારતા.

લખનાર—" મશરેક. "

### પ્રકરણ ૧ લું.

### આંધળો પ્યાર.

મ્હારી આ ટ્રેજીક વાર્તાનો સફો મોગલ શાહનશાહ અકબરનાં ઝમાનામા ખુલે છે, જેની કમનશીબી આજેબી માણસનુ જીગર તે બનાવની દુ:ખી યાદથી આઝોરદે કર્યાં વગર રહે નહીં.

અકબરની દરબારનો એક માનીતો ગ્યાસુદીન જે પોતાની એક બેટી, એક બેટો અને વહુ સાથે સુખમાં દહાડા કાઢતો હતો–તેના અશરફને શાહનશાહ અકબરે લકનૌ ખાતેની ફૌજના અફસર તરીકે નેમ્યો અને અશરફને તુરતજ દીલ્હીથી લકનૌ જઇ રહેવાને શાહી હુકુમ થયો. આ હુકુમ મુજબ અશરફ પોતાની ધણીઆણી ગુલીસ્તાનને લઇ જઇને લકનૌ રહયો.

અશરફ અને ગુલીસ્તાન લકનૌ જઇ રહયા, મગર ખાન ગ્યાસુદીનને તો દરબારી કામ હોવાથી પોતાની બેટી માહાતાબ સાથે દીલ્હી માજ રેહેવુ પડયુ.

લકનૌનું અશરફનું મકાન એક બહુજ જૂના વખતનુ મોટું જબરદસ્ત મકાન હતું જેમાં એક છુપું ભોંયરૂં હતું-આ ભોંયરાંને હવા આવજાવ વાસ્તે બે બારીઓ હતી. મગર વરસોથી તે વપરાસમાં નહીં હોવાથી એમની એમ બંધ રહેલી હતી અને તેથી ભોંયરામાં ઘેરાયલી ઝહેરી હવાએ જગ્યા લીધી હતી. અશરફ પોતાંની ફુરસદે આ ભોંયરાં તરફ જતો હતો અને ગુલીસ્તાન તેને મહીને બે મહીને નોકરો પાસે ખોલાવી તેની બારીઓ ખુલ્લી મુકાવી સારી હવા અંદર લઇ ઝાડી ઝુડી સાફ રખાવતી હતી–તે ભોંયરૂં તે ધણી ધણીયાણી પોતાના કંઇબી વપરાસમાં લેતા તો નહીં હતા, મગર તે જબરદસ્ત મોટા મકાનને જ્યારેબી ગુલીસ્તાન સાફ કરાવતી ત્યારે ભોંયરાંનેબી ચોખી હવા અંદર લઇને સાફ સફાજ રાખવામાં આવતું, અને પછી બારી બંધ કરી દેવામાં આવતી

વખત વહયો ગયો, અને વરસો પસાર થઇ ગયાં.

એક દીવસે બુઢ્ઢા ખાન ગ્યાસુદીનનું કાગળ અશરફ પર આવ્યું. જેમાં ગ્યાસુદીને રડી

રડીને લખ્યું હતું જે માહાતાબ દરબારના એક કમીના નોકર નામે ગુલામ સરી ઉપર આશક પડી હતી અને માહાતાબ બસ સરીને જ પરણવાની ઝીદ લઇ બેઠી હતી.

આ કાગળ અશરફે બહુજ દીલગીરી સાથે વાંચ્યું અને કોઇબી રવેશે એ માહાતાબને તે નીચ હલકા નોકર સાથે નહીં પરણવા દેવાનો વીચાર કર્યો-તેણે તે કાગળ ગુલીસ્તાનને બતાવ્યો અને ગુલીસ્તાનબી વાંચી દીલગીર થઇ.

બાપ સાથે પત્ર વહેવાર ચલાવતા અશરફને થોડા દહાડા થયા નહીં તેટલા તો એક દીવસે દરબાર તરફથી અશરફપર કાગળ આવ્યો કે તેનો બુઢ્ઢો પીતા ખાન ગ્યાસુદીન મરણ પામ્યો હતો.

હવે અશરફે દીલ્હી જવાનો વખત જોયો અને જોકે ગુલીસ્તાન તેની સાથે જવા માંગતી હતી તોબી તેને લઇધા વગર અશરફ દીલ્હી જવા નીકલ્યો.

"પ્યારી ગુલીસ્તાન, પીદરની ક્રીયા વીગેરેનો બંદોબસ્ત કરી હુ બ્હેન માહાતાબને લઇને પંદર દીવસની અંદર અહીં પાછો આવીશ મુસાફરીની હેજગારી તુ ના માથે લે, પંદર દીવસની અંદર તો હુ ત્હારી પાસે પાછો હાજર થઇસ"

અને તેણે ગુલીસ્તાનના ગુલાબી ગાલ ઉપર ચુમી લઇ પોતાના તેજી ઘોડા પર સવાર થઇ દીલ્હી તરફ કુચ કીધી

પંદર દહાડા પસાર થઇ ગયા, અને સોળમા દીવસની સ્હાજે માહાતાબને લઇને અશરફ લકનૌના પોતાના ઘર તરફ આવ્યો.-માહાતાબ એક ખરી માહાતાબજ હતી, તેની ખુબસુરતી ઘણીજ ઉમદા પ્રકારની હતી અને તેનો સોહામણો ચેહેરો જોઇને આદમી તેના તરફ ખેચાઇ જાય તેવું હતું.

માહાતાબ પોતાની ભાભી ગુલીસતાન સાથે ઠર પડી અને લકનૌમાં હવે જીદગી ગુજારવા લાગી, મગર તે પોતાના સરીને હરદમ ને હરપલ યાદ કરતી ઠંડી સાંસ ભરતી રહી

ગુલીસ્તાન પોતાની નણંદનો આ જાતનો આધળો પ્યાર જોઇ દીલગીરી તેમજ દીલસોઝીના ભેલથી વીચારવંત થઇ જતી.

---

## પ્રકરણ ૨ જું.

### સરી.

લકનૌમા માહાતાબને આવ્યા પછીના— ચોથા દીવસની સ્હાજના જ્યારે અશરફ બ્હાર ગયલો હતો અને રાતના મોડે સુધી બ્હાર કામેજ રેહનાર હતો તે સ્હાજના ગુલીસ્તાન અને માહાતાબ બારી આગલ ગુફતેગો કરવા બેઠી

"બ્હેન માહતાબ" ગુલીસ્તાને કહયુ "કાય તુ ત્હારા દીલને સુખી ને ખુશી રાખતી નથી, ને હરહમેસ હાયનીસાસા કરે છે ?"

"અફસોસ ! ' એક ઠંડી સાસ મારતા માહાતાબ બોલી ' મ્હારૂ દીલ લુટાઇ ગીયુ છ, અફસોસ હુ સરી વગર અરધી થતી જાઉ છ, ઓ સરી ! આસુની એક ધારા વહી ગઇ

"બ્હેન, સરી એક દરબારી ગુલામ છે- અને એવા હલકી તોખમના એક ગુલામ—"

"નહી-નહીં', એ ખરૂ છે કે સરી એક ગુલામ છે, મગર તે હલકી તોખમનો તો

નથીજ. ઓ મ્હને તો મ્હારો સખી એક ઉચ્ચ તોખમનો ગબરૂ લાગેછ. ઓ સખી!" ને પાછી તે રડી.

"મગર, આખર તોબી તે એક ગુલામ છેની?" ગુલીસ્તાને કહયુ

"તે ગુલામ છે, પણ ત્હમે મ્હારી આખ લઇને જુઓ કે તે આખે ત્હમુને સખી કેવો લાગેછ? ઓ સખી!" અને પાછો એક થડો નીસાસો તે ગોરી નાજુક છાતીમાથી નીકલ્યો!

તેટલામા બહાર ઉભેલા એક જુવાન શખ્સને માહતાબે ચીસ પાડી જતા તેણે બુમ પાડી 'ઓ, તેજ!"

ગુલીસ્તાને મહાતાબને તડી કરતા બહાર જોયુ તો એક ખુબસુરત જુવાન મરદ અદબથી ઘર તરફ જોતો હતો. મહાતાબની નઝર પાછી પડતા તેણે સલામ કરીને હોથ પર હાથ ચુમી ને, હાથ છાતીપર મુકયો.

"તેજ છે! મહારો સખી!" માહતાબ ગુલીસ્તાનનો હાથ પકડતા બોલી 'એજ મહારો સખી છે."

ગુલીસ્તાનબી માહાતાબનુ આવુ દીલ તે જુવાન તરફ જોઇ કઇં પીગલી ગઇ, અને માહાતાબના નીસાસાથી તેનીબી છાતીમાથી એક સાસ નીકલવા સાથે આખમાથી પાણી ટપકયુ !

એકાએક માહાતાબ ગુઠન્યે પડી, તેણે ગુલીસ્તાનનો હાથ પોતાના બેઉ હાથોમા પકડા લીધો તેને પોતાની રડતી આખોમાં દાબી દીધો, અને ગુલીસ્તાનના માથાપર માથું મુકી દીધુ.

"મહારી વ્હાલી ભાભી" તે રડતાં ગલગલા સાદે બોલી "તું મહારીપર દયા કર, મહારી હાલતપર દયા કર, ઓ રેહેમદીલ ગુલીસ્તાન, ત્હારી નણંદપર મેહરબાની કર એક થોડો વખત મહને મહારા વ્હાલા સખીને મલવા દે, જરા મહારી સાથે વાત કરવા દેએ મહને નહીં મલવા દેશે તો મહારૂ જીગર ચીરઇ જશે–મહારૂ દીલ ફાટી જશે ઓ દયા–જરાક દયા કર"

અને પાછુ તે માથુ ગુલીસ્તાનના પગપર મુકાયુ!

"એ એક ઘણુજ જોખમ ભરેલુ પગલુ છે બહેન માહાતાબ" ગુલીસ્તાને તેને ઉઠાડતા કહયુ.

"નહીં, જાંહાંસુધી મહારી ઇચ્છાને તું ખુશી નહી કરશે તાંહાંસુધી આએ માથુ ત્હારા કદમપરથી નહીં ઉંચકાશે––ઓ ગુલીસ્તાન. મહારાપર દયા કર"

ત્યારે તહારી મરજી મુજબ થવા દે" ગુલીસ્તાને કહ્યું

માહાતાબને આ સાંભલીને જાણે જીવ આવ્યો, તે એક કુદકો મારીને ઉઠી, ગુલીસ્તાનને ગલે વલગી પડી, બીજી પલે છુટી પડી જઇને તેણે સખીને ઇસારત કીધી.

સખી ઘરમા આવ્યો!

તે બે વ્હાલાઓના મેલાપનુ વરણન કરવુ નકામું છે. ઓ તે બેઉ એકમેકને જોતાને વાર વલગી પડયાં, ગાલોપર ચુમીઓ લીધી ને હોથની સાથે હોથ દાબી દઇને જાણે એકમેકની સાથે વલગી ગયાં! નીસાસા–આંસું–આશા–દીલાસા અને મહોબતનું ઓ તે "સુખનુ દૂખ"––તેણે તે બેઉને હરખમાં આંસુંથી રડાવ્યાં ને હસાવ્યાં!

તે મહોબતની મીઠી મોજમાં અરધો કલાક પસાર થઇ ગયો-ઝઝકલું થવા આવ્યું, દીવા બતીનો વખત થયો-અને તેવામાં એકાએક પાસેના ઓરડામાંથી ગુલીસ્તાનની ધીમી ધીમી ચીસનો સાદ આવ્યો. તે બે વ્હાલાંઓ પોતાની બગલગીરીમાંથી ચોંકયા, ને તેઓએબી તે રાથોડી પગલા સાંભલ્યા-અશરફ જે રાતના મોડેથી આવનાર હતો તે હમનાંજ આવી લાગ્યો હતો, અને ઉપર આવતો હતો

અરધી મીનીટમાં તો બધાં ફસી જને, મગર ગુલીસ્તાનનાં ભેજામા એકદમ એક વીચાર આવ્યો અને તે માહાતાબ આગલ ધસી જઈ બોલી "બ્હેન, તુ ત્હારા ભાઇને વાતમાં રોકજે, હું સરીને આ ઘરમાના ભોયરામા છુપાવી આઉંછ "

ગુલીસ્તાનની પાછળ પાછળ સરી ચાલ્યો, તેઓ તે ઓરડામાથી બીજા ઓરડામા ગયાં કે અશરફ દાખલ થયો અને એક ખુરશીમા બેસી જઇ બ્હેન પાસે પાણી માંગી પીધુ-અને માહાતાબ તેની પાસે બેશી ગુફતેગો કરવા લાગી

ગુલીસ્તાન સરીને લઇને તે ભોયરા તરફ ચાલી તેણે ભોયરાનુ લોખડી બારણુ ખોલ્યુ, સરીને અદર ધકેલી દીધો અને બોલી ભાઇ સરી, ફકટ થોડાજ કલાક, ધીરજ ધરજે, હુ કાઇબી રવેશે અરધી રાતના તો આવીને તુને અહીથી નહસાડી દેવસ '

અને તેટલુ કહી ગભરાટ-ધાસ્તી અને પોતાની ગેરહાઝરી વધારે વખત અશરફથી નહો રહે તેની કાલજીના બીહીક સાથે ઝડપથી ગુલીસ્તાને તે ભોયરાનો લોખડી દરવાઝો બંધ કીધો ને તેને તાલું મારયું અને ઉપર ઝડપથી દોડી ગઇ.

અફસોસ !

તેણે ગભરાતમાં જાણ્યુબી નહીં કે તે અંધારાં ભોંયરાની પેલી બે બારીઓ તો છેલ્લે બંધ કરવામાં આવેલી એમની એમ બધજ રહીગયલી હતી !

---

## પ્રકરણ ૩ જું.

### ચાર ભોગ !

માહાતાબના આવ્યાની ચાર દીવશની મુદતમાં માહાતાબને તે ઘરમાનાં છુપા ભોંયરાંની વાતની ખબર પડી નહીં હતી અને ગુલીસ્તાન સરીને ઘરના કયા ભાગના ભોંયરામાં લઇ ગઇ હતી તેથી તે અંજાણ હતી

ગુલીસ્તાને આવતાને વાર માહાતાબને છુપી ઇશારતથી એવુ જાણવા દીધું કે સરીને છુપાવ્યો, મગર તે બેઉને પુરી વાત કરવાનો મઉકો મલ્યો નહીં—જમવાનુ થયુ, ને પછી અશરફના હુકુમથી સર્વે આરામ કરવા પોતપોતાને બીછાને ગયા. બીછાને જવા અગાઉ જે જરા વાત ગુલીસ્તાને અને માહાતાબે કરી લીધી હતી તે એ હતી કે સરી તે ભોયરામાં સલામત હતો અને અરધી રાતનાજ જો બની શકે તો છુપેથી જઇને સરીને નહશાડવાનો હતો.

સઉ પોતપોતાને બીછાને તો ગયા, મગર ગુલીસ્તાનને ઉંઘ નહીં આવી ને માહાતાબ બીછાનામા ચટપટ કરવા લાગી થોડે વખતે અશરફ તો ખાબમાં પડીને ઘોરવા લાગ્યો.

પોતાનો ધણી ઉઘતો હતો તે તકનો લાભ લઇ ગુલીસ્તાન બીછાનાપરથી ઉઠી તેણે એક નાની બતી સલગાવી ને પેલા ભોંયરાં તરફ ચાલવા માંડયુ—તેણે ઘણો વીચાર થયો કે પાસેના ઓરડામાંથી માહાતાબને ઉઠાડીને સાથે લઇ જવી, પણુ ગડબડ થતાં કદાચ અશરફ જાગી ઉઠે તે ધાસ્તીથી સરીને ભોયરામાથી જેમ બને તેમ જલદીથી છોડવા તે ઝડપથી ભોયરા તરફ ગઇ.

કમનસીબે અશરફ જાગી ઉઠયો !

જાગી ઉઠતાંનેવાર તેણે જોયુ તો બીછાનામાં ગુલીસ્તાન નહી હતી, તે ઉઠયો ને આજુબાજુ જોવા લાગ્યો તેટલાં દુર એક ઓરો જણાયો જે જતો હતો

"મોટી રાતનો વખત ! ને ભોયરામાની તરફ કાય ?" તે બડબડયો, ને તેણે— હથીયાર સાથનો ઉતારેલો પોતાનો કોટ પેહેરી લઇ હાથમા બતી લઇ ગુલીસ્તાનની પાછલ તેને ચાલવા માડયુ.

ગુલીસ્તાન ભોયરા આગલ આવી

તેને દીવો નીચે મુકયો, અને હલવેથી તે ભોયરાના ઓરડાનો લોખડી દરવાજો ખોલવા માડયો—-અશરફ દીવાલને ઓથે સામી બાજુએ છુપાઇને તેની હીલચાલ જોવા લાગ્યો તેના દીલમા અત્યાર અગાઉનો ગુલીસ્તાનની નીતી માટે કઇક વહેમ ગયો હતો, અને તે અગારથી સલગાવી મુકેલો જાણે તપીને ગરમ થઇ આવ્યો હતો

ગુલીસ્તાને ભોયરાના ઓરડાનો દરવાજો ખોલ્યો કે તેજ વખતે તેના દમમા કઇ ખરાબ ઝહેરી હવાનો વાસ ગયો:—તેને ફેર આવ્યા—તેનુ માથુ ફરવા લાગ્યુ—-અને તેનાં હાથમાંની બતી ઝાખી થઇ ગઇ.

ઓરડામાં પગ મુકતાને વાર તેના પગને કંઇ ચીજ અથડી-તેથી ગુલીસ્તાને ઠોકર ખાધી અને તે પડી ગઇ પડતાં પડતાં તેણે જોયું તો સરી લાંબો છટ થઇને પડેલો હતો, તે પડી તે સરીના બદનની પાસેજ પડી અને તેજ વખતે તેનો હાથ સરીના હાથને લાગ્યો તો ઓ અફસોસ ! તે હાથ થડો ગાર હતો ! સરી મરણ પામ્યો હતો !

અફસોસ તે બધ ઓરડાની ઘેરાયલી હવામા બીચારો સરી ગુંગળાઇને મરણ-પામ્યો હતો !

સરીના શબ આગળ પડેલી ગુલીસ્તાનની નજર હવે તેની સામે આવી ઉભેલા તેના ભરથાર અશરફ ઉપર પડી અને તેજ વખતે ધાસ્તીથી ગુલીસ્તાને એક લાબી ચીસ પાડી

અશરફ ગુસ્સાથી દીવાનો થઇ ગયો તેણે પુરી ખાત્રીથી માની લીધુ કે ગુલીસ્તાને પોતાની ખરાબ ચાલ પકડાઇ આવવાથી ચીસ પાડી હતી અને તેથી અશરફ પોતાની ધણીઆણીની અનીતીભરી ચાલથી ગુસ્સાથી દીવાનો થઇ ગયો તે એકદમ આગળ ધસ્યો, તેણે ગુલીસ્તાનના માથાનો અમમોરો પકડી લીધો અને જોરથી ગુલીસ્તાનનુ માથુ તે ભોંયરાની—- પથ્થરની દીવાલ સાથે અફાલ્યુ-તે નીર્દોષ ઓરત ધબ દઇને ભોયરાપર પડી, તેના ગલામાથી એક ધીમો ગુગલાતો સાદ નીકલ્યો, તેના ફાટેલા માથામાથી લોહીની ધાર વહેવા લાગી તેની છાતીમાથી એક ડચકું નીકલ્યુ એક નીસાસો—-ને સઘળુ ખલાસ ! અશરફે તે પછી મુએલા પડેલા સરીની છાતીમા—- ઝેલાઝતુનથી ખજર મારી દીધુ

ગુલીસ્તાનનો જાન નીકળી ગયો !

મરી ચુકેલી ગુલીસ્તાનની ગભરાતની જે ચીસ નીકળી હતી તે જાગતી રહેલી ધડક ધ્રુજારામાં વખત કહાડતી માહાતાબને કાને પડી અને તે એકદમ આવાઝ તરફ દોડી ગઇ.

સામેથી દીવાનો બનેલો અશરફ મલ્યો.

"શુ છે ભાઇ ! એ ચીસ હમણાં કયાથી આવીતી ? કોણે પાડી ?" તેણે ગભરાતથી અશરફને પુછ્યું

"એ ચીસ ત્હારી બેવફા ભાભીની હતી, અફસોસ જેને હું નીતીમાન સમજતો હતો તે ધુળ નીકળી " તે દુ:ખથી બોલ્યો. આવ જો, તે પોતાના આશક સાથે પડલી છે "

ધભરાયલી—અકરાયલી—ધ્રુજતી—કાપતી માહાતાબ ચાલીને નહીં પણ તે જાણે ધસડાઇને પોતાના ભાઇ સાથે ગઇ–અને ત્યાં તેણે શુ જોયુ ?

સરીને ગુલીસ્તાનની લાશ પડેલી હતી !

"જો–જો, આએ તે બેવફા ઓરત છે જેનુ માથુ દીવાલ સાથે અફાલીને મે ફાડી નાખ્યુ છ, ને આએ તેનો આશક છે જે એ બેવફાની વાટ જોતો આએ ભોયરામાં સુતેલો હતો જેની છાતીમ: ખ જર ચલાવી દઇ મે તેને મારી નાખેલો છે "

"કોણુ ? સરી મરી ગીઓ ?" માહાતાબે ચીસ પાડી

"સરી ! સરી ?" અશરફે પોકાર કીધો

"મ્હારો આશક, મ્હારો વ્હાલો, મ્હારો એકનો એક પુરો પ્યારો." તેણે રડીને ચીસ પાડતા કહયુ ઓ ગુલીસ્તાન તો નીર્દોષ હતી.

"ગુલીસ્તાન નીર્દોષ હતી ! તે કેમ ? અશરફે અજાયબીથી બુમ પાડી

અહીં ટુંકમાં આગલી કહાણીનો બનાવ માહાતાબે અશરફને કહયો જે સાંભળીને તેના માથામાં કોઇએ લોખંડનો સલીઓ મારીઓ હોય તેમ ગાફેલ બની ગયો.

માહાતાબે તેજ વખતે અશરફનું ખંજર તેના પટામાંથી ખેંચી કહાડી પોતાની છાતીમાં મારયું અને સરીના શબપર તે તુટી પડી.

તે પેલા ખુનખાર ભોંયરાંનો ત્રીજો ભોગ હતી

અશરફ પોતાની ખતાથી આવું બુરૂં પરિણામ આવેલુ જોઇ ગભરાયો–અકલાયો–ગાફેલ થઇ ગયો–હવે તો તે બસ મગજથી બેમગજ થઇ ગયો.

તેની આંખે અધારા આવી ગયા–તેણે તે ત્રણે લાશ તરફ એક નજર નાખી—તેની બ્હેન તો હજી મોતના તરફડીઆ મારતી હતી તેનાથી તે જોવાયુ નહીં–તેણે ત્યા પડેલું—ખ જર ઉચકી લીધું–આધળાં દીવાના ઝનુનથી પોતાની છાતીમાં ચલાવી દીધુ

તે ખુનની પ્યાસી ભોયરાની જમીનનો આ ચોથો ભોગ હતો ! (**સમાપ્ત.**)

* આ પ્લોટ મી. "મશરેક" ના પોતાના નવા લખાતા કયાનીં નાટકમા તેવણે લખેલો છે માટે મહેરબાની કરીને કોઇએ તફડાવવાની તસ્દી લેવી નહી અ. દોસ–સોંગ

---

# ધીરજનું ધન

## યાને

# સબુરીનો બદલો.



### ( એક પારસી સંસારી ટુંકી વારતા. )

લખનાર—**મિસ શીરીન.**

" દુનીયાની સર્વે માલમત્તામા મોહરદાર શ્રેષ્ઠ ગણાય છે જ્યારે એક ખરાબ સ્ત્રી મનુષ્યની આખી જીંદગી અકારી કરી મુંક છે "

( *Jeremy Taylor* )

"માઇ ગોડ" વળી પાછી નીરાશીજ ! અરે એ તો જુલમ કહેવાય, એમ તે કયા સુધી ખમાય ! આટલી સખ્ત—મહેનત છતાબી પરિણામમા નિશફળતા—સાવાય, બીજુ કાઇજ નહી અભાગ્યા નસીબ ! તુ એટલુ બધુ ઘાટકી કાય થાય ? " રફડતો, ચટકતો, ગુસ્સાથી હાથ પગ અફાળતો, જાગીર હીરા માણક એક સહવારે ઉપર મુજબનુ બબાળતો પોતાની શોક બાનુના એક રૂમમા ધસારાબંધ દાખલ થયો

' શુ છે, જાગીર એટલા બધા ચીરડાવોચ શુ કામ, વળી શુ છે ? " મહા-મહેનતે જેમ તેમ સાફાપર ઉઠી બેસતા તે દુખી મોહરદારે કાળજીથી પુછ્યુ.

'શુ છે ? માણેક, એ મારા બદબખ્ત નસીબનો બધો વાક છે મેહનત કરી-ને લખેલી મારી વારતાઓ પેલા કમબખ્ત એડીટરે આજે પાછી મોકલીચ એ લાલુ હેનવલ્પનુ ચાદર ખોલવાની મારી હીમત ચાલતી નથી, તેથી સ્ટડી રૂમમા ટેબલ-પર નાખી હુ તારી આગળ ધીરજના સખુનોની ફરીયાદ કરવા આવ્યોચ, બોલ હવે મને કહે હજી હુ શુ કરૂ મને તો કાઇજ સુઝતુ નથી " અને હયા નાસીપાસ થયલો તે દુખી ભરથાર સોફા નજદીક ગુઠણ મડયે ફસડાઇ પડયો

પોતાના વહાલા ખાવંદને મ્હાડે-થી અવી નાખુશ ખબર સમજી તે અબ-ળાએ એક છુપી હાય મારી, અને પછી તુરત કાંઇ હોયજ નહી તેમ શાન્ત દેખાવ કરી તાનથી ખખડતો પોતાનો નાજુક હાથ તેના ખભા ઉપર મુકી બોલી, "કાઇ નહી, જાનુ. તમે દલગીર ના થાઓ ધીરજ ધરો, એડીટરને એ વારતાઓ કદાચ ગમી નહી હશે તેમા શુ થયુ ? બીજી લખી મોકલો આટલી મહેનત કરોચ કેની, તે એક વખત બીજી ત્રાય કરો

' ધીરજ ! ધીરજ કહાં સુધી રાખુ ? માકી, તુ શુ જોતી નથી કે ધીરજ રાખ-

તાં રાખતાં તો હવે દમબી ઉપર આયોછ, ધીરજનીબી હદ હોય. જોની, આટલું વહીતરૂ કરવા છતાબી ગરીબાઈ આપણો પીછો છોડની નથી તે ? મારૂ તો રહ્યું, પણ તુંને એવી કમાળ હાલતમાં રાખતા મારો જીવ બહુ બલેછ, તારો એવા દુખી હાલ હવે મારીથી જોવાતો નથી એવી ગરીબ સ્થીતીમાં મારીથી તારે માટે કાઇજ થઇ શકતુ નથી. અરે, તારી સેકનેસ–" તે એકદમ બોલતો અચકી ગીયો, કેમકે તેણીને એકાએક હાંસાની એવી તો જબરી ગુચ્છ આવી કે તેના જોશથી હાંપી જઇ ગુંગળાતી છાતીએ તેણીએ તકયાપર માથું નાખી દીધુ

"માણેક," બોયપરથી એકદમ ઉભો થઇ તેણીની નજદીક બીછાણાપર બેસી માયાથી તેણીનુ માથું પસવાર્તા તેને પુછયુ "માણેક, તુને શુ છે ડીઅર? વધારે સીક દેખાયચ. તારો હાસોબી દહાડે દહાડે વધતોજ જાયચ ગઇ રાતેબી મને સ્ટડી-રૂમમા આખીજ રાત તારો હંસવાનો સાદ સમજાયા કીધો મને કહેની, તુને શુ છે?"

"નહીરે જાગીર, મને શુ હોય ?" તેણી ફીકકુ હસતા બોલી "મને કાઇજ નથી એ તો બે દહારાની જરા શરદીબી વધારે છે તેથી હાસાનુ જોર વધ્યુચ તમે જોજોની બે ચાર દહારામા હુ પાછી કેવી ઘોડા જેવી થાઉચ તે !"

પણ એ તો બધુ મન સમજાવવાનુ હતુ, એમ તે સારી રીતે સમજતો હતો હાસાનુ જોર દનપરદન વધ્યુજ જતુ હતું અને તે સાથે વળી તાપ પણ લાગટ આવતી હોવાથી તેણી છેક નબળી–અને ફીકકું થતી જતી હતી. પણ ગરીબ બાપડો કરેબી શુ ? ગરીબાઇના–પંજામા ઘેરાયલાં આદમ માટે મુગે મ્હોડે બેસી રહેવા સીવાય બીજો ઉપાયજ શું છે વારૂ?

જાગીર, તમે સ્ટડી રૂમમા પાછા જાવ અને જોવ કે કઇ વારતાઓ પાછી આવીચ. કદાચ થોડી વારતા એડીટરે રાખી હશે, તમે જોવતો ખરા." વાત ઉડાવવાની મતલબથી કોઇબી રવેસે તેને સીક–રૂમમાથી બહાર મોકલાવવાના ઇરાદાથી તેણીએ તેને સમજાવ્યો

"નહી એ ચીઠરૂ ઉઘાડવાની મારી હીમત થતી નથી" તેણે મક્રમપણે કહ્યુ" બધીજ વારતાઓ પાછી આવી હોશે એડીટર શુ રાખતો–તો તેનુ કપાળ હુ તો હવે કટાળી ગીયોચ ખુદા આપણી સાથે કાય એટલો બધો રૂઠયો હશે? જ્યા પૈસાની રેલછેલ હોયચ ત્યા તે વધારે રેડેચ— અને તગા હોય ત્યા કાઇબી નહી, નસીબ મારા ! આ ખુદા જો મને પૈસા આપે, તો તુ મારા એમુલા માણેકને, આવી રીબતી હાલતમાથી છોડવુ તારી સીકનેસને માટ કાઇ મોટા તબીબની સલાહ અને મદદ મેળવુ સારો ખોરાક, કાબેલ નર્સ અને બીજી દરેક જોઇતી આગવડો તારે માટે કરૂ. પણ તે દહાડોજ કહા છે? તેવા નશીબજ કહાથી લાવે !" અને એમ બોલતાજ તે અભાગ્યા જવાને છોડી દીધુ.

"વળી–વળી તમે એમ કીધુ, વહાલા જાગુ ! તમે એમ ના કરો જોવ ખુદાને ખાતર નહી તો મારે ખાતર તમે હીમત રાખો ના હીમત કેમ થાઓચ? આપણે

ગરીબ થયા તો શુ થયુ ? પૈસા પૈસા શું કરોચ ડીયરેસ્ટ ? પૈસા એ શુ ચીજ છે ? એ તો હાથનો મેલ છે તે કોઇના રહયા નથી ને રહેવાનાંબી નથી તે રાયને રંક કરનારો, રંકને રાય કરનારો, અને પ્રમાણીકને અપ્રમાણીક કરનારો છે. એ તો નસીબની વાત છે આય દોરંગી દુન્યામા ધીરજ ને સંતોષ સીવાય માણુસ જાતને માટે બીજી દોલત કાઇ છેજ નહી ધીરજ એ મોટુ ધન છે લોભ એ પાપનુ મુળ છે મારે માટે તમે જરાબી ફીકર ના કરો મને પૈસા જોઇતાજ નથી. તમે છેઓ એટલે મારે મન મોટી દોલત છે આપણી હાલની સ્થિતીજ મારે મનથી સંતોષકારક છે તમે ફરી એકવાર ટરાઇ કરો, ખુદા મેહરબાન થશે તો તમને ફતેહજ મળશે જાવ, વહાલા, જાઓ. ને જોવ કે વારતા કેમ પાછી આવીચ." પ્યારથી પસવારી પ્યારના દીલાસારૂપી શબ્દો સંભળાવી, કીસી કરી મનાવી, પટાવી, તે— ભલી મોહરદાર નાહીમત બનેલા પોતાના વહાલા ભરથારને આશાવંત ઉપગરે સ્ટડી રૂમમાં પાછો મોકલવામા ફત્તેહ પામી

આહા ! સ્ત્રીધન તારી સબુરીને ! તુ મરદના સુખ દુખની ભાગ્યણુજ નહી પણુ તેનો મદદગાર ફીરેસ્તો પણ છે, એમ કોણુના કહેવાની હીંમત કરશે ? એક સદગુણી, નેક, અને ભલી મોહરદાર, એ માણુસને ઇશ્વરની છેલ્લામા છેલ્લી અને ઉત્તમમા ઉત્તમ બક્ષેસ છે. મરદના સુખ દુખની લગામ સ્ત્રીનાજ હાથમા છે નાજુક સદગુણો ધરાવતી, કોમળ સ્ત્રી જાતી ઉપર માયા, દયા, મમતા, સુખ દુખની સેહેલાઇથી અસર થાય છે. તેવી મરદોપર થતી નથી, કારણુ મરદોના સદગુણો સખ્ત સદગુણો છે સ્ત્રીનો દરજ્જો ઉંચો અને ચઢયાતો છે વહાલનો બદલો તેણી સદા વહાલથી વાળે છે. ગમે એવી આફ્રત તથા દુખમા પણુ તેણી ચીવટાઇથીં વફાદારી સાથે મરદને વળગી રહે છે, કે જ્યારે એક મરદ બાઝે વખત બેવફા અને બેદરકાર થવાને પણુ ચુકતો નથી અફસોસ ! એવી મરદની જાત છે '

ડીઅર રીડર ! મારી આ વારતાથી સેહેજ વેગળા જવા માટે ટુંક મારી ચાહી આ વારતાના નાયક માટે એક ટુંક ખુલાશો, તારી જાણુ માટે નીચે રજુ કરૂ છુ

જાગીર હીરા માણેક, પૈસાની રેલછેલમા, માતપીતાના વહાલ અને લાડમા ઉછરેલો એક જવાન હતો ગાડી, ઘોડા,— અને વાડી બંગલા, નોકરનફર, એ સઘળાનો તે એક વેળા શેઠ ગણાતો હતો. તે આગલા સુખી વખતમા માતપીતાનો એક પુરો અને લાડકવાયેઃ એ બેટો પૈસા ટકાનાજ સુખમા નહી પણુ પોતાની વહાલી મનપસંદ પ્રીયાના સુખમા બેવડી મોજ મારતો હતો પણુ અફસોસ ! કુદરતના કેહેરથી કોણુ બચ્યું છે કે માલેતુજ્જાર બાપનો એ એક પુરો બેટો પોતાના લગન પછી પોતાની વહાલી મોહરદાર સાથે હનીમુન ગુજારવા તે દુર દેશાવરોમા ફરવા ગીયો, જ્યા થોડે થોડે વખતને અંતરે તેને પોતાના વહાલાં માતપીતાના ગુજર પામવાની દુખદાયક ખબરો મળવાથી તે ઘેર તરફ પાછો ફર્યો, પણુ રસ્તામા ગાડીને કાઇ એકસીડન્ટ થવાથી તેની મોહરદારને સખ્ત ઇજા થઇ, અને વળી અધુરૂ હોય તેમ ઘેર ફરવા પછી તેને માલમ પડયુ કે તેના માતપીતાએ મરતી વખતે તેની ગેરહાજરીમા

જે સખ્સને પોતાના વીલ અને અસકયામત નો ત્રસ્ટી નેમ્યો હતો તે તેની ગેરહાજરીનો લાભ લઇ બધું સાતરેસાત કરી ન્હાસી ગયો હતો. સીવાય કે 'જાંગુ લોડજ' અને તેમાંનુ ફરનીચર," દુખ આવી પડેચ ત્યારે સામટુ જ. તેજ હાલ જાગીરનો પણ થયો. માબાપ ખોહયા, પઇસા ખોહયા, અને વળી પોતાની જાન કરતા જયાદા વહાલી પરણે તરને થયલા ગભીર અકમાતને લીધે— ભયકાર માદગીને બીછાણે પડી. જાહગીર તો આય અચણુચ આવી પડેલી આફતથી દીગમુઢ બની ગયો હજારોની દોલતનો વારેસ એક ઘડીમા પઇ વગરનો ભીખારી થઇ ગયો સગા વહાલા તો તેના કોઇ હતા નહી–તેમજ તેની પરણેતર પણ માબાપ વીનાની એકલવાઇ હોવાથી કોઇના પણ આસરા યા ટેકા વગર એ બને ધણીધણ્યાણી તદન નિરાધાર બની ગયા પણ આફરીન છે તે ભલી અને સદગુણી મોહરદારને કે બીજી કમસમજ અબળાઓ માફક 'દુખપર દહામ' મીસાલ ટાણા ટપલાથી પોતાના ખાવન્દને વીધી નહી નાખતા, તેણીએ હીમત અને ધીરજ રાખી, સબુરી અને દીલાસાના મીઠા સખુનોથી હીમત આપી તેના દુખમા ઓરબી ઘટાડા કીધો "પઇસા ગીયા તેથી શુ થયુ ?" તેણી વારમવાર કહેતી "તમારી પાસ વીદયા છે એ એક ખજનોજ છે તેના બળે આપણે આપણો સસાર સુખથી ચલાવશુ આપણ બને એકમેકના પ્યારમા સદા રોટળીએ સુખી અને સતોશી રહીશુ તો માલમત્તી નહી પડશે તમે જે થોડુ કમાશો તે અને મારા મરહુમ પપા મારે માટે જ મામીક ટુક આવક મુકી ગીયાચ તેમાથી હુ કરકસરથી ઘેર ચલાવશ એટલે બસ ભવીષમા ખુદા આપણુને ઘણુબી આપશે, તેમા શુ ?" અને એવા સધ્યારા અને દીલાસાના સખુનોનાજ બળે જાગીરે હીમત પકડી પોતે સારૂ શીખેલો હોવાથી, અને વાર્તાઓ લખી 'પોપ્યુલર મેગેઝીન' નામનુ જગજાણીતા ચોપાન્યાના એડીટર ઉપર મોકલવા માડી પણ આપણે આ વાર્તાને મઠાલે જોઇ ગયા તેમ પરીણામ નીરાશીમાજ આવતુ કોઇજ કદાચ એકાદ વાર્તા રાખવામા આવતી, તો વળી બધી પાછી ફરતી એ મુજબ તે કાઇ ઘણુ કમાતો નહી, પણ માણેકના પીતાના વીલની રૂહે તેણીને જે ટુક આવક મળતી તે ઉપર તેઓનુ ટટ્ટુ ચાલવા લગ્યુ એક વખત સુખ અને દોલતની રેલછેલમા ઉછરેલા આપણા આય જવાનને ગરીબાઇનુ દુખ ઘણુજ લાગતુ હતુ તે વારેઘડીએ કટાળી ફર્યાદ કરતો પણ માણેકના માયા ભરેલા સખુનોની અસરથી પાછો ધીરજ ધરતો સાચ્ચા શુદ્ધ પ્રેમની એ ખુબી નહી તો બીજુ શુ ? શુદ્ધ ખરા પ્રેમ કે જે આગીયા કીડા જેવો નહી, પણ પવિત્ર લાગણીની રૂપરી સાકળ, રેશમની દોરીના જેવી ગાઢ છે- જે મને મન, હરૂદયે હરૂદય, ને શરીરે શરીરને એકાગ્ર કરી નાખે છે પ્યાર કે જે અજીતને અમર છે ખડોને બળવાન છે ગમે તેવો ખુની, લુટારો, કે ચોર, પ્રેમાળ પત્નીના પ્રેમબળે ગરીમ ગાય જેવો તે બની જાય છે એની પ્રેમાળ અને ગુણવતા માયાના પ્રેમની ખુબી છે તેની સદગુણી સ્ત્રીના પતી જેવો દુન્યામા બીજો કોઇજ સુખી નથી પણ પરણેલી જીદગીનુ સુખ

કાંઇ દરેકનાજ નસીબમાં હોતુ નથી. 'ઉતાવળે પરણી પાછળથી પસ્તાવો કરવાના' ઘણા દાખલાઓ આ દોરંગી દુન્યામા આપણી નજરે પડે છે પણ તેમા મુખ્ય વાક જોવ તો પતિનો છે. હા સ્ત્રીનો વાક ખરો, તોપણ મુખ્ય દોશ પતીને ઘટે છે. પતિ જો એક પત્ની વ્રતધારી હોય તો સ્ત્રીને અયોગ્ય રસતો લેવો નહીજ પડે પોતાના પતિ તરફથી સ્ત્રીને પ્રેમના બદલો પ્રેમ અને વફાદારીથીજ મળે તો પછી દુખી થવાનુ અને સસાર દુખી કરવાનું કારણ તેણીને કાઇજ રહેતુ નથી. ઘણી વખતે તેની સ્ત્રી ભાગ્યેજ સુખી રહે છે. માટે પરણેલી જીદગી દુખી નીવડે તે ખાવદની મુર્ખાઇનેજ લીધે છે પરણ્યો સસાર સુખી અથવા દુખી કરવાનો સ્ત્રી તેમજ મરદ એ બનેના ગુણ તેમજ ખાસીયતોપર આધાર રહેલો છે તેમા મુખ્ય સ્ત્રી જાતી પોતાના મન્દને સુખી કરવાની પોતાની ફરજ જેવા સારી રીતે સમજે છે અને બજાવે છે તેવી રીતે મરદ પોને સમજી શકતો નથી વાચક! મારે હવે મારી વાત આગળ ચલાવવી જોઇયે કેમકે નહીતો વધુ લબાણુ થઇ જશે તો નાહક પીડા પરણેલી જીદગીનુ સુખ, દુખ, કુવારો શુ જાણે-કેમ ભલા!

પોતાની વહાલી બાનુની સમજાવટથી જાગીર રટડી રૂમમા પાછો ફર્યો અને ધડકની છાતી અને ધુજતા હાથોએ પેલુ લીલુ પરબીડુ તેણે ખોલ્યુ, તો તેની ભારે અચરતી વચ્ચે તેની વારતાના પેપરો વતરોગે એક લબાણુ લખેલું કાગજ નીકલ્યું. તે કાગજ તેને હરખ અને ઉલટથી વાચ્યુ તે પેલાજ એડીટર તરફથી આવ્યુ હતું કે જેમાં તેણે જણાવ્યુ હતુ કે 'આવતા બુધવારે અથવા તો ભરેસપતવારે જો તેની ઓફીસમાં આવી મળશે તો જરૂર પોતાના લાભનુજ કાંઇ સમજશે' અને વળી તે કાગજમાં એડીટરે તેને પ્રોમીસ પણ આપ્યુ હતુ કે જો "તે જો તેના કહેવા મુજબ કરશે તો ભવિષ્યમાં આગળ વધવાના સારા ચાન્સ તેને આપવામાં આવશે" આય કાગજ વાચી જહાગીર હરખાઇ ગયો

"માણેકે એ વાંચવુજ જોઇયે. મારી ડાર્લીંગે એનેજાણવુજ જોઇએ" તે પટપટયો, અને એ ખુશ ખબર જણાવવા તે યાહોમ માળપર ધસ્યો

"આય વાચ મારા માણેક, આય વાંચ અને ખુશીથા અરે મારી વ્હાલી, સુખના દીવસો આપણે માટે નજદીક આવેચ." તે કાગજ તેણીના હાથમાં મુકતાં તે બોલ્યો તેણીએ તે વાચ્યુ અને પછી હરખના આંસુ વરસાવતી, ખુદાનો આભાર માનવા લાગી.

"માફી તુ ખુશી થઇ?" તેણીને પાસામાં ખેચી માયાથી કીસ કરતા તેને પુછ્યું. "માણેક ડીઅર, હવે હું તારા માટે મારેથી બનતુ કરશ દરેક દરેક સુખ તુને દેખાડશ આહ! ખુદા. .તારી કરામત અપાર!"

તેણી હસી એક માઠુ હસવું વાચનાર, તેના દુખમા સુખ હતુ

"બહાલા—એ એક ફતેહ કહેવાય-તમારી ફતેહ છે ખુદાની મદદથી તમે વારતાઓ લખી શકસો અને પછી ભવિષ્યમા એક સારી નોવેલ કહાડી શકશો. એક ઘણીજ સરસ નોવેલ કે, જે વાંચી દુન્યાંનાં લોકો પ્યાર અને સુખમા માનતા શીખે, કે જેમાંથી

જ્ઞાન મેળવવા માટે એક માતા મગરૂરથી પોતાની બેટીના હાથમાં મુકે, અને એક પિતા પોતાના બેટા સાથે હરખથી સ્ટડી કરે અરે જાંગીર, તે ચોપડીનો એકેક શબ્દ, એકેક લાઇન હું કેહવા હેતથી ચહાવશ."

"ખુદાની મેહેરબાની," તે પટપટયો "ડીયરેસ્ટ, હુ તારા કહેવા મુજબ એક નોવેલ જરૂર કહાડશ તુનેજ ગમતી અને તે તારીજ થશે તુનેજ તે બેટ કરવામા આવશે. તે તારીજ થશે, વહાલી,–જે માફક હુ તારોજ છેઉ તેજ રીતે"

* * *

"કેમ, મી૦ હીરા માણેક, તમે હવે સમજ્યા કે? તમે જો એટલી વારતાઓ મારા કહેવા મુજબ લખી આંપશો, તો એવીજ સ્ટાઇલની તમા'રે હાથે લખાયલી ચોપડી હુ જાહેરમા લાવી સોસાયટીમા તમારૂ નામ બહાર પાડવાને મારેથી બનતુ કરશ." ફીરોઝ દાદી બરજોર "પોપ્યુલર મેગેઝીન" નો મહાન એડીટર–પોતાની મોટી આર્મચેર ઉપર અદેલી જાગીર તરફ એકકી ટગરે ટીકતા બોલ્યો

જાગીર એકદમ પોતાની જગ્યાએથી ઉઠી ઉભો થયો. તેનો ચેહરો ઉશ્કેરાયલો હતો, અને હોઠ ધ્રુજતા હતા છ વારતાઓ લખી આપવાનુ તેને કબુલ્યુ હતુ. છ વાર્તા–કે જયારે ફકટ એકજ વાર્તા એ જગજાહેર મેગેઝીનમા લખવાનુ એ એક લખનાર માટે મોટી મગરૂરી ભરયુ ગણાતુ હતુ

"હા, હુ સમજયો' થોડા બોખરા સાદે તેને જવાબ આપ્યો. "એક તદન દીલ કમકમાવનારી, ખરાબ, કંટાળા ભરેલી વાર્તા પણ મને કહેશો મી૦ દાદી બરજોર, કે મારીજ તરફથી એવી વાર્તાઓ તમે કાંય માગોચ, તે હુ સમજી શકતો નથી."

"ઓ યસ, માઇ બોય, હુ તમારી સાથે છુટથીજ વાત કરશ" મુછના આકડા ગહડાવતા તેણે કહયુ "સમજો મી૦ હીરામાણેક, તમારી કનેથીજ એવી વાર્તાઓ માગવાનુ કારણ એકે લેખકો જેઓ વરસો સુધી મારા મેગેઝીનમા લખાણો આંપતા તેઓને એવી વારતાઓ માટે પુછવાની મને હીમત થતી નથી; અને વળી બીજુ તો એકે તેઓએ તો લેખકો દાખલ જાહેરમા પોતાનુ નામ કહાડયુ છે, કે જયારે તમે તો હજુર સોસાયટીથી દુરજ રહેલા છેવ, એટલે તમને આય સ રો ચાન્સબી છે તમે સોસાયટીને મનપસદ વાર્તાઓ જરૂરજ લખી શકસો."

"શુ તમે મારા પાસે જેવી વાર્તા લખાવવા માગોચ, તે પ્રજાને ગમશે? શુ તેઓ તેવી માગેચ?" અજાયબી સાથે તેને પુછયુ

"હા હા હા હા' તે ખરખર મોટેથી હસ્યો. "લોકને જેવી વાર્તાઓ પસદ પડ, તેવીજ સ્ટાઇલનુ લખાણ હુ તારી પાસે માગુચ તો દોસ્ત, તેમા નુકશાન શુ છે? કથાઓ અને લેખકો સોસાઇટીને ગમતા લખાણો બહાર નહી પાડે તો પછી કામના શુ? તઇયાર થઇ જા, મારા દીકરા, અને એ વાર્તાઓ લખી કાહડ શુ તુને પઇસાવાલો થવા નહી ગમતુ?"

"પઇસા?" જાગીર પુકારી ઉઠયો. "પઇસા–માઇ લોડ! નાજુક મોહરદારની મારે સભાળ લેવાની છે, એક ભલા નેક પરણેતર જેણીને હુ સારો ખોરાક, અને

દરેક સગવડો ને હું પુરી નહી પાડુ તો તેણી મરી જશે મને પઇસાની ખાસ અગત છે. પણ-નહી, એવી રીતે નહી"

"કાય નહી?" તે એડીટરે સાવાલ કીધો

"કાય જે એવુ લખાણુ લખતા મને કમકમાટ છુટશે, મારી વ્હાલી શરમની મારી મરી જશે'

"પણ તુ તેણીને એ વીસે જણાવતોજ નાની. પછી કાઇ છે? વીચાર કર, દસ ગીની વાર્તા માટે અને મોટી રકમનો એક ચક તારી નોવેલ માટે કેમ કેવા સરસ લાભ એહ?" જાહાગીરને સીસામા ઉતારવાની કોશેશ કરતા તે લુચ્ચા એડીટરે કહયુ

જાગીર થોરોકવાર વીચાર કરતો ચુપ બેમી રહયો. પણ એકાએક કાઇ યાદ આવવાથી તે બોલ્યા

"એકજ સરતે મી૦ દાદી બરજોર, હુ તમારી સાથે કબુલ થાઉચ અને તે એજ કે મારૂ ખરૂ નામ હુ જાહેરમા એવા લખાણો માટે લાવવા માગતો નહી હોવાથી જુદુ જ નામ ટુકમા આપશ"

"ધેટસઇટ બાઇ જોવ! હુ બી તેજ કહેવા જતો હતો તમે જુદુ જ નામ લખજો, કારણ તેઓજ એવી વાર્તાઓ લખી શકે કેમ ખરૂ ની? અને ત્યારે જાગીરે દચુપચુ કચવાતા દીને તે એડીટરના માગવા મુજબનું પ્રોમીસ આપ્યુ ગરીબ બચારો! પોતાની વ્હાલી વાઇફને મોતના ડરામણા પંજામાથી બચાવવા માટે, પઇસાની જરૂર હોવાથી, પીરોઝ જેવા એક લુચ્ચાની માગણીને વસ થઇ, આબરૂથી બેઆબરૂ થવાની બીડીક વગર, તેણે એ નીચ માગણી કબુલી હતી. પણ એમા કસુર કોણનો? આ સ સાર રૂપી સાગરમાં કેટલીકવાર ઇનસાનને એવા કઢંગા સજોગોમાંથી પસાર થવુ પડેચ કે જીગરના હેતુઓ જુદા હોવા છતાં પોતાની વહાલામા વહાલી ચીજને માટે, યાતો પોતાની ઇજત અને ટેકણે માટે અણગમતા આસરાઓને સરણે થવુ પડે છે

તે લુચ્ચો એડીટર પકકો હેવાથી, જાંગીરને ફકટ પ્રોમીસથીજ બાંધી નહી લેતા, અગાઉથી એક ચેક તેણે આપ્યો, કે જેથી તે પછવાડેથી ફરી જઇ શકે નહી ઓરીસમાથી નીકળી જાગીર પોતાની વાઇફ માટે થોડોક ખોરાક, વાઇન, વીગેરે લઇ ઘેર ગયો જયા માણેકે તેની મુલાકાત વીસે પુછતા તેણે ટુકમા એટલુજ જણાવ્યુ કે "એડીટર મી૦ દાદીબરજોરને થોડીક વાર્તાઓ જોઇએચ, અને મારી નોવેલ જાહેરમા લાવવાનુ તેને પરોમીશ આપ્યુચ, બસ એટળીજ ખબર મારે તુને કહેવાની છે"

તેણી આ સાભળતા સાથે ખુશ થતાં જીગરે હસી "તે ચોપડી મારીજ થશે તમારી પોતાની વાઇફનેજ અરપણ કરવામા આવશે જાનુ ડીઅર એ ચોપડી ઘણીજ ફસ્ટકલાસ લખજો-કાય કે આપણુ બન્ને એક બીજાને સાચ્ચા પ્યારથી ચાહીયેછ એ ચોપડી આપણા મોત પછી, આપણા બાળક, આપણો વારસ, આપણી દોલત, અને આપણી અમર યાદગારી દાખલ રહેશે કેમ ખરૂ કેની?"

પણ તે જવાબ આપી શકયો નહી. તે ધ્રુજયો અને ચુપજ રહયો અરે, તે તેણીને સાચ્ચી હકીકત કેમ ન જણાવે કે પઇસા

જેવી નીચ ચીજને ખાતર તે બેઆબરૂ નામોશીમાં આવવાને તઈયાર થયો હતો? પણ એ સઘળું કોણને ખાતર. તેણીનેજ ખાતર. તેણીને માટેના પ્યારનેજ ખાતર

ખાણાપરથી તે ચુપ અને ગંભીર રહયો. માણેકને અજાયબી લાગી, પણ તેણીએ એમ ધારયું કે તે વાર્તાઓ લખવાનો પ્લોટ રચતો હશે, અને તેણી ચુપજ રહી.

* * *

ટુંક વખતમા જાગીરે છ વાર્તાઓમાની બે વારતાઓ લખી એડીટર ઉપર મોકલી, અને બીજી ચાર ધીરે રહીને લખવાના ઇરાદાથી પેલી ચોપડી લખવાની શરૂ કીધી. તેણે કદી માણેકને પોતાનુ લખાણ દેખાડયુ નહી, અને ચોપડી પણ તેણીથી છુપીજ રાખી તેણી જયારે પણ કાલાવાલા કરી જોવા માગતી, ત્યારે ફક્ટ ના–નું ડોકુંજ ધુણાવતો તે તેણીને કેમ દેખાડે? એવી ખરાબ, ગલીચ, લખાણથી લખેલી ચોપડી તે તેણીના હાથમાજ કેમ આપી શકે? માણેક તેના એવી ચાલથી અજબજ નહી પણ દુખાણી થઇ તેણીનો ખાવંદ તેણીને અથાગ વહાલ ચહાવા છતા પોતાના વીશ્વાસમા કાંઇ નહી લેતો હતો, તેજ તેણીની મોટી અચરતી હતી. કોઇવાર તો તેણી બીછાણામાં પડી છુપા આસુ પણ પાડતી, જાગીર ચોપડી જલ્દી લખવાને ખતથી મહેનત કરતો હતો કોઇ વેળા તે એટલો કચવાતો હતો કે પાસેની સગડીમા તે પેપરો નાખી દેવા તઇયાર થતો. પણ પાસેનાં રૂમમાથી આવતો પોતાની પરણેતરનો હાસવાનો સહાદ સમજી તુરંત પાછો અચકી જતો એમ કરતા આખરે જુન મહીનાની આખેરીએ તેને તે ચોપડી પુરી કીધી, અને બરાબર રાતે સાડા બારે તે બીછાણે ગયો, કે જયાં સુધી માણેક તેની વાટ જોતી જાગતીજ રહી હતી બીછાણે જવા અગાઉ વાંકો વળી તેણીને કીસ કરવા જતાં એક ડચકુ તેનાં ગળાંમાથી નીકળતું અચાનક માણેકે સમજયુ. પણ તેણીએ એમજ ધારયું કે સખ્ત મહેનત અને ઉજાગરાથી તે થાકી ગયો હતો

તે રાતે કુદરતી તેણીને ઉંઘ આવી નહી, અને તેથા નીચે જઇ સ્ટડી રૂમમાથી એકાદ ચોપડી લાવી વાચવાનો ઠેરાવ કરી ધીમે પગલે નીચે ઉતરી, રૂમમા દાખલ થઇ બતી સળગાવી એક બાજુએ સગડીમાં ઢગઢગતો આતસ બળતો હતો જયારે બીજી બાજુએ એક મોટી ટેબલ ઉપર પેલુજ પુસ્તક, જે જાગીર આજે અતીઘણો થાકી જવાથી પોતાની ડેસ્કમા મુકવાનુ ભુલી ગયો હતો, તે પડેલુ હતુ માણેકને માટે વાચવા ગોયા ખુદરતેજ તે આજે બહાર રખાય્યુ હતુ. તેણીએ તે વાચ્યુ શબ્દે શબ્દ પાને પાનુ તેણીએ વાચ્યુ, અને પછી દીલ સાથે અતી ઘણી કચવાઇને કમકમી તેણી ધુજી—ગરમ આસુઓ તેણી ફીકકા ગાલો ઉપરથી સરવા લાગ્યાં. તેણીના ખાવદ–ભલા, નેક અને આબરૂદાર જવાને એમ શા માટે કીધુ હશે–તે એટલો બધો મુરખ કેમ થયો હશે? શુ તે ઘેલા થયો હતો? પણ એકાએક જયારે તેણીને ખ્યાલ થયો કે જાગીરે તેણીનેજ ખાતર–તેણીને સુખી કરવા માટેજ એવુ એક પગલુ ભરયું હતુ, ત્યારે એક ફીકકુ હસવુ તેણીના હોઠો ઉપર રમી રહયુ. એક સેકડ, અને પછી

તેણી સગડી નજદીક ગુઠણુ મંડયે બેસી જઇ તે પુસ્તકનું એકકે એક પાનું સંભાળથી ફાડયું, અને સઘડીમાં બાલી મુકયું જયારે સઘળું બળી રહયું ત્યારેજ તેણી ઉઠી બારી આગળ જઇ, તે ઉઘાડી નાંખી. આકાશ તરફ ટીકટી થોડી પળ ઉભી, અને પછી ઠાંસાની એક જબરી ગુચ્છ આવવાથી બેતાકાત બની જઇ, ઉભી હતી ત્યાંજ બેસુધ્ધ થઇ લાંબી છત પડી.

છેક સહવારે જાંગીર જ્યારે જાગ્યો ત્યારે પોતાની નજદીક બીછાણાપર માણેકને નહીં જોઇ, એકદમ દાદર ઉતરી સ્ટડી રૂમમા દોડ્યો. ત્યાં તેણીને બેહોશ પડેલી જોતાંજ ગભરાયલે ચેહરે નીચે બેસી જઇ તેણીના ઠંડા હાથો ગરમી લાવવા માટે પોતાના હાથોમાં જોરથી મસળવા લાગ્યો, અને તેણીના ફીકકા ગાલો ઉપર અસંખ્ય ચુંમીઓ લેવા લાગ્યો થોડેવારે તેણી જાગરૂત થઇ બેઠી.

મે—મેં પેલી ચોપડી વાંચીછ તમે ગુસ્સે થયાચ?" તેણીએ જરા પણુ બીહીધા વિના પુછયુ. "તમે મારે ખાતર એમ કીધુ હતુની વહાલા?"

"તેં વાંચી? માકી ડીયર! તે એ ચોપડી વાંચી!" ડોળા ફાડી અજાયબીથી ટીકતા તેને પુછયુ

"હા, ડીયરેસ્ટ, મે તે વાચી, એટલુજ નહી, પણુ તે તો આતશનો ખોરાકબી થઇ ગઇ. પણુ તમે તેના બદલામા બીજુ લખી શકશો—ઓ જાંહાગીર, મને પરોમીસ આપો, કે તમે બીજી સરસ લખશો."

"અને પઇસા? અરે માણેક, એ તેં શું કીધું.' હવે હું તુંને ચેન્જપર કેમ મોકલશ? તુને સુખી કેમ કરશ? એ તે તેં શું કીધું?"

મેં શું કીધુ? વહાલા, મેં તમારી આબરૂ બચાવી, તમારી આબરૂ." અને હર્યાં તેણીની નીરદોશ આંખોમાં ફતેહ—અજીત ફતેહનાં કીરણો ચમકી રહયાં.

"આબરૂ બંચાવી? અને શુ કીમતે?"

"શું કીમતે? આ હા હા! ઓ માઇ ડીઅર, આબરૂ અને ફતેહની કાંઇ કીંમત થાય કે?" એમ બોલતી તે તેણીએ બને નાજુક હાથો તેના ગળા આસપાસ વિંટાળ્યા. "જંગુ મારા લવ. તમે મારેવરે જરાકબી ફકર ના કરો હુ કાંઇ હવડાં મરવાની નથી, વહાલા, હું તો જીવવાનીજ છેઉં. તમારી દરેકે દરેક ચોપડીઓ વાચવા જાહેર થયલી જોવા, અને તે દરેક ચોપડીઓ લખવામા તમને મદદ કરવા હુ જીવવાનીજ છેઉં. તમે એક બીજી સરસ ચોપડી લખજો, વહાલા, વહાલા, અને એજ એડીટર ઉપર મોકલજો, તેને દેખાડો કે આપણે ગરીબ હોવા છતા આબરૂ આપણુને કેટલી વહાલી છે."

જાગીર તો એ સમજી ડગ થઇ ગીયો. "વહાલી," તે બોલ્યો, "તારા કહેવા મુજબની ચોપડી હું લખસ, પણુ—મને ફીકર લાગેચ કે ચોપડી જાહેર થયા તેનો બદલો મેળવવા અગાઉ તુ મરી જશે તો? તું મરી જશે તો? તુ મારા માણેકને હું ગુમાવી દેવું તો? પછી માન અને દોલત મને શુ કામની? તારા વગર તે બધું રદ છે."

"નહી, તમો ભુલોચ" જુસ્સાથી તેણી

બોલી. "જેવા સાચ્ચા પ્યારથી હું તમને ચાહુંછ, તેવાજ પ્યારથી જો એક સ્ત્રી પોતાના ધણીને ચાહે તો તેણીને મરવું ઘણું મુશ્કેલ લાગેચ. તમે એ ચોપડી લખી ફતેહ અને જીત મેળવો, અને પછી મને ચેન્જ પર લઇ જજો, સમજયા?" અને તેણી પ્યારથી તેને પસવારવા લાગી.

તેણીના કહેવા મુજબ જાગીરે ટુંક વખતમાં એક ઘણીજ સરસ બોધદાયક નોવેલ લખી, પેલાજ એડીટર કને લઇ ગીયો, જે વાચતાંજ તેતો હરણફાર થઇ ગીયો. અને જોશથી શેકહેન્ડ કરતાં તેણે જાગીરને મુબારકબાદી આપી

"હાઇ હાર્ટીલી કોનગ્રેચ્યુલેટ યુ, માઇ ડીઅર ફ્રેન્ડ, હું નહી વારતો હતો કે તું એવુ સરસ લખી શકસે. એ તો ઘણુંજ ગ્રાંન્ડ છે. ઠીક. ઠીક એ ચોપડી માટે હુ મારૂ બનતું કરશ, અને તારી મહેનતનો બદલો તુને જરૂરજ મળશે"

અને તેમજ થયુ, જાગીરની તે ચોપડી સોસાયટીને એટલી તો પસદ પડી, કે ઘેરેઘેર ન્હાનાં કે મોટાં, ઘરડાકે જુવાન, દરેક સ્ત્રી મરદ હોશથી વાચવા લાગ્યા તે ચોપડીપર એટલી તો તટાકુટ પડી કે તેની ગજાવર સખ્યા ટુક વખતમાં ઉચકાઇ ગઇ, અને તેની કરામતથી જાહાંગીરે એક ન્હાની જેવી દોલત એકઠી કીધી પણ તે એટલેથીજ અટકયો નહી માણેકની મદદ અને ઉસ્કેરણીથી તેણે એકેકથી સરસ ઉમદા લખાણોથી ભરપુર ચોપડીઓ બહાર પાડી, તેનો સુખી બદલો મેળવતોજ ગીયો. પણ એ સુખમાં તે માણેકનુ સુખ ભુલ્યો નહી. તેણીને માટે પોતાથી બનતુ દરેક તે કરવા લાગ્યો, અને અતી ઘણુ સુખ લાડથી, દરેક રીતની સંભાળ, અને કાળજીથી તેણીને અસલના જેવી તંનદરોસ્ત, અને સુખી કીધી તે પોતાનેજ હેસાનમંદ સમજતો, અને વારેઘડીએ તે મારે કહેતો, પણ તે કબી પરણેતર મગરૂરાઇથી ફુલી ન જતાં એટલુજ કહેતી કે "વહાલા, તમે મારા નહી પણ ખુદાના હેસાનમંદ છેવ. મેં તો જેમ દરેક સ્ત્રીની ફરજ છે, તેમ માત્ર તમો મારા વ્હાલા ધણી તરફની મારી ફરજો બજાવવા સીવાય બીજું કાંઇજ કીધું નથી. ઓરમી તમુનેજ ધન્યવાદ ઘટેચ ખુદાની મેહરથી તમે જો ધીરજ અને સબુરી રાખી નહી હોતે તો આજે આપણે એમ સુખી થતેજ નહી." અને માણેકનુ આ કહેવુ ખરૂંજ છે, અલબત, પોતાના ધણી તરફની, પછી ભલો હોવ યા ભુડો હોય, પણ તેની તરફની દરેક ફરજો વહાલ, વફાદારી અને તાબેદારીથી બજાવવી એ દરેક સ્ત્રીનું સરવથી પહેલ્લું અને મુખ્ય કરતવ્ય છે, અને તેજ ખુદા તરફની પણ ફરજ બજાવેલી કહેવાય છે એક વફાદાર અને ભલી પરણેતર આ દુન્યામા ગમે તેવી આફતો અને મુસીબતોમાથી સેહેલથી બચી જઇ આવંદે સુખી જ થાય છે 'ખાવંદ તે ખુદા બરોબર' ગણતી નારોને મન આ દુન્યામાં એક બાગે બેહસ્ત છે, અને તેણીનો ખુદા છે.

બોલ હવે વાચક ડીયર! મારી આ વારતાને મહાળે, જેરીમી ટેલરે સ્ત્રી જાતી માટે જે મન આપેલુ લખ્યુ છે તે ખરૂ છે કે ખોટું?

(સમાપ્ત.)

# ડબલ આપઘાત!

## ટુંકી વાર્તા.

(લખનાર—મશરેક.)

૩૯૬ મારટીનના મોહોલામાંથી હું પસાર થનો હતો હું વીચારમાં ગુથાયલો હતો, કારણ કે મેં એક એવો દેખાવ જોયો હતો જેણે મારી લાગણી ઉશકેરાયલી રાખી હતી. મારી ફરજ અને મારી નોકરી તે એક રીપોરટરની નોકરી છે અને મારા શેઠના ન્યુસપેપર માટે તરેહવાર જાતની તાજી ખબરો લાવવા માટે આખો વખત ભટકવુ પડતુ હતુ રીપોરટરનુ કામ જોખમ ભરેલુ અને ઘણુ કટાળા ભરેલુ હોય છે એ બીના તો મે જોખી રાખી હતી પણ મહાવેરો પડતા મે ઘણી આસાનીથી તે કામ બજાવવા માડયુ હતુ

મે તે દીવસની મારી ફરજ તરીકે બારામા આવેલી સ્ટીમર ઉપરના ઉતારૂઓની વીગત મેળવવાનુ નક્કી કરર્યું હતુ અને તેનો રીપોર્ટ મે લખી કહાડયો હતો પણ જે દેખાવ મને જોવો પડયો હતો તે દેખાવથી મારી લાગણી ઉપર દલગીરી સાથે ઉશકેરણીનો ભોગ થઇ રહેલો હતો મજકુર સ્ટીમરના ઉતારૂઓ દેશ પાર થયલા શખસો હતા જેઓનો ન્યાની સરકારે પાછુ છુટાપણુ આપવાથી તેઓને તેમના વતન તરફ પાછા રવાને કરવામા આવ્યા હતા સ્ટીમર આવીને ઉભી રહી કે સઘળા દેશપારીઓ જેઓ વરસો સુધી પોતાના ઘરબારથી દુર રહયા હતા તેઓ પોતાના સગાવ્હાલાઓને મલવા આતુર આખોથી બદર ઉપર ચોમેર જોતા હતા તેઓના ઉતરી ગયલા ચેહેરા અને સુકકા થઇ ગયલા બદનો ખરેજ દલગીરી બરપા કરતા હતાં અને તેઓના સગા વ્હાલાઓ મલતાજ તેઓ નવધાર આસુએ રડી તેમને તુરતજ બગલગીરી કરી પડતા તે દેખાવ ખચીતજ દયાની લાગણીને ઉશકેરી રાખવા જેવો દેખાવ હતો

તે દેખાવનો રીપોટ અને દેશપારીઓ જેઓએ છુટાપણુ મેળવ્યુ હતુ તેમના નામ વીગેરેની વીગત મેળવી મે ચાર કોલમનુ એક સુદર લાબુ વાચવા લાયક લખાણુ લખીને તઇયાર કરી રાખ્યુ અને તે મારા શેઠના ન્યુસપેપરના કમપોઝ ખાતા પર મોકલી આપવા માટે હુ પોતે મારી કોપીઓ લઇને જતો હતો તેટલા મે ઉપર કહયુ તેમ ૩૯૬ મારટીનના મોહોલામાથી પસાર થતા મારી ઉશકેરાયલી લાગણીમા વધારો થગ પામ્યો કારણ કે મે એક ઘેરને ચોથે મજલેથી કોઇ સ્ત્રીની દીલ જખમી કરાવનારી લાબી ચીસ સાભળી અને કઇ બીજો રીપોટ લખવાનો મલશે એ હીસાબે હુ તે ચીસ જયાંથી આવી તે ઘેરમા ચઢી ગયો

ઘણા લોકો બીધેલા ચેહેરાએ મને જોવા પડયા પહેલે, બીજે અને ત્રીજે માલના લોકો સમજી ગયા કે ચોથે માળે કઇમા માઠો બનાવ બનવા પામ્યો છે અને તેથી તે શુ બનાવ બનવા પામ્યો હતો તે જાણુવા સારૂ તેઓ ઘણા આતુર થઇ રહેલા જણાયા.

ઉપર હુ જઇ પહોચ્યો કે ચીસ પાડનારી પેની ઓરતનો આકાર મને સામો મલ્યો

તેના ચેહેરાપર ફીક્કી ફ્ક્ય શફેદી છપાઇ રહી હતી અને તેણીના હાથ પગ ધ્રુજતા હતા.

"ઓ—આવો—તમે અંદર આવો તો જરા અને જોવોની એલીસે શું કીધુ છે?"

"બાઇ, બાનુ, ગભરાઓ ના' મેં તે ઘભરાયેલી ઓરતને સધયારો આપ્યો "બીહવાનું કસુ કારણુ નથી કોઇએ કઇ કીધું હોય તો તેનો ઇલાજ છે."

તે મને એક ઓરડા તરફ તેડી ગઇ જ્યાં અંદર જતા મે બીછાના ઉપર જવાન ઓરતના એક આકારને હાથ પગ લાબા કરીને પડેલી જોઇ તેણીનો ચેહેરો ફીકોફ્ક્ય હતો, આખ બધ હતી, દમ રૂધાઇ ગયો હતો અને છાતીમાંથી એકબી ધપકારો બહાર પડયો નહીં હતો તે ઓરત મરણુ પામેલી હતી પાસેની ટેબલપર ઝેરનુ નામ ધરાવતી એક બાટલી હતી અને તે બાટલીને જોવા પછી એકજ પળમા હુ સમજી ગયો કે તે ઓરત તે બાટલીમાની ઝહેરી પ્રહવાહીથી આપઘાત કીધો હતો તે આખા ઓરડામા ઘણુંજ સફાઇદાર રીતે બધુ ગોઠવવામા આવેલુ હતુ અને ટેબલ ઉપર બે જણને માટે ખાવાનુબી તઇયાર એમનુ એમ હાથ લગાડયા વગર મુકી રાખેલુ હતુ

"આપઘાત કીધો છે" મે પેલી ઘભરાયલી ઓરતને સમજણુ પાડી "ને આએ ચીઠીમા શુ છે?" મે આજુબાજુ નજર નાખતા એક લખાયલી ચીઠી જોતાજ સવાલ નાખ્યો

પેલી સ્ત્રીએ ઉતાવળી અદાથી પેલી ચીઠી ઉચકી લીધી અને તે નીચે મુજબ વાચી —

'મારા વ્હાલા ધણીને દેશપાર કરવામા આવ્યો હતો. તે મારો પ્યારો ધણી આ દુન્યામા મારી સર્વ વ્હાલી ચીજો કરતાં વધારે વ્હાલો હતો. તેના દેસપાર થવા પછી મે તેની તરફથી એકબી બોલ મેળવ્યો નહીં, એકબી ખબર સાંભળી નહીં અને એકબી કાગળ આવેલો દીઠો નહીં આજના દીવસ સુધી થોભી જવા જેટલીબી હુ ધીરજવંતી રહી પણ આજે સ્હવારે આવેલી સ્ટીમરમાંના દરેકે દરેક માણસનો ચેહેરો જોવા છતા મારો ધણી મે જોયો નહીં, તે ઉપરથી મે અનુમાન કીધુ કે તે મારો પ્યારો આ દુન્યામાથી ચાલી ગયો હશે—તો પછી મારે આ દુન્યામા રહીને શુ કરવુ છે' મારે હવે એક મીનીટનીબી ઢીલ કરવી જોઇતી નથી અને મારા વ્હાલા ધણીની ગોદામા સુવા જવાનુ વધારે પ્યારૂ અને વધારે સારૂ હુ જાણુ છુ

લી૦

મુએલા ખાવીદની મુએલી

મોહરદાર **એલીશ પીકાર્ડ.**"

મામલો શુ બનવા પામ્યો હતો તે મે તુરત જાણી લીધુ. એલીશ પોતાનો ઘણું જરૂર આવશેજ એવા હીસાબમા રહી હતી અને તેથી તેણીએ તે વ્હાલા ધણીની સાથે બેસીને જમવા માટે બે જણાનુ ભોજન ટેબલ પર તઇયાર રાખ્યુ હતુ પણ તેનો વ્હાલો દેશપારીઓમા તેને નહી જણાવાથી તેને મુએલો સમજીને તેણીએ પોતે આપઘાત કીધો હતો

મારો રીપોટ લઇને હુ તો ચાલી જવા કરતો હતો તેટલા મારા ખભા પર— કોઇએ હાથ મુકયો પાછળ ફરીને મે જોયુ તો પેલી ઓરત હતી જેણીએ પહેલા બારી

એથી ચીસ પાડીને ગભરાટથી ચેતવણી આપી હતી.

"તમે જરા મારા ઓરડામા આવોની તકલીફ લેશો?" તેણીએ પુછ્યુ "હું તમારી સાથે આ બાબદમા કઇ વધારે વાતચીત કરવા માગુ છુ."

આતુરતાથી ભરેલો હુ હતો એટલે તુરત તજ તેની પાછળ ગયો

"મોશયુર! એલીસ અને હું બને જણા સાથે રહેતા હતા તે મારી પેટા ભાડુત હતી તેણીનુ કોઇ હતુ નહી પલી ઓરતે મારી આગલ ખુલાસો કરવા માડયો "તેણી મારી તરફ ઘણીજ માયાળુ હતી અને પોતાના દુ:ખની સઘળી વીગત કહેતી હતી તેણી પોતાના ધણી માટે વારમવાર બોલતી હતી કે તે તેણીનો વાહલો ભરથાર તે એક બી દીવસ તેણીને ઉદાસ જોતો તો ઘણોજ દલગીર થઇ જતો હતો અને "મારી એલીસ" "મારી એલીસ" કરીને દર પળે તેણીને માયા મોહબતના શબ્દો કેહેતો"

"તેણીનો ચેહરો ગઇ કાલે સુરજ જેવો પ્રકાશીત થઇ રહયો હતો" તે ઓરતે ખુલાસો વધારે કરવા માડયો 'તેણી વારવાર બોલતી કે 'તે બીજાઓ સાથેજ આવશેજ અને તે વખતે હુ તેને પુછીશ કે તે મારા પર કાગળ કેમ નહી લખ્યુ—તમોએ કેવી રીતે પોતાના ધણી માટે ભોજન તઇયાર રાખ્યુ હતુ તે જોયુ કે?" મને તે ઓરતે પુછ્યુ "એલીસ કાલે મારી સાથે બજારે આવી હતી અને 'મારા વરને તો આએ ચીજ ઘણીજ ગમેછ, પેલી ચીજ ઘણીજ ગમેછ' કરીને જે ચીજ તેણીના વરને ઘણી ગમતી હતી તે બધી ચીજો તેણીએ વેચાતી લીધી હતી"

'વારૂ એલીસની આગલી જીંદગીનો બનાવ તો તમને ખબર હશે, નહી વારૂ?' તે ઓરતને મેં પુછ્યું "તમારી આગળ તેણી બધી વાત કરતી હતી એટલે તો તમે તેણીની જીંદગીના આગલા બનાવની વાત જાણુતાજ હશો"

"હા હુ તે જાણુ છુ" તે ઓરતે જણાવ્યું "અને હુ તેણીની જીંદગીમાની પરણેલી જીંદગીનો અને તે અગાઉના થોડા વખત આગમજનો બનાવ દરશાવીશ"

અને તે ઓરતે મને જે સઘળી વાત કહી તે હું નીચે મુજબ રજુ કરૂ છુ.

એલીસ લીપેઝ કાઇ ખુબસુરત નહોતી પણ તેણીનો ચહેરો તેણીના ચેહેરાનો ઘાટ અને ઘટમ તો એટલા તો ખેચાણકારક હતા કે તેણી જેકે સફેદ ચામડીની નહી હતી છતા તેણીપર જે કુવારા જવાનની નજર પડતી તે તેણીના ચાહ અને ચેહરા માટે ટવળયા વગર રહે નહી તેણીનો બાપ એક અચ્છો મયુઝીશીયન હતો, અને વાજીત્ર ઉપરનો તેનો કાબુ ઘણોજ ઉમદા ઢપનો હતો. તે આખા ગામમા એક વખણાયલા વાજીત્રકાર અને મધુર ગાયનકાર તરીકે ઘણો મશહુર થયો હતો. બાપ દીકરી સાદા પણ સગવડ ભરેલા એક મકાનને પહેલે માળે રહેતા હતાં અને તેઓને ઉપરને માળે પીકારડ બીરાદરો નામના બે ભાઇઓ રહેતા હતા તે પીકારડ ભાઇઓમાના મોટા ભાઇને વાજીત્રનો શોખ હતો અને તેથી તે મશહુર લીપેઝની સાથે ઘાડી મીત્રાચારીમાં આવયો હતો રોજ સાજને છેડે જીન, પીકારડ ભાઇઓમાનો વડો ભાઇ, મોશયુર લીપેઝ પાસે જતો હતો અને બને પાડોશીઓ વાજીત્રપર ખુબ તાન લેતા હતા

જીન પીકારડ લીપેઝના ઘેરમાં આવતો જ તો થવાથી તેનુ દીલ દીલકસ ચેહેરાની નવજુવાન એલીસ તરફ ખુંચાઇ ગયુ અને દરરોજ સાંજે તે મોશયુર લીપેઝનાં ઘરમાં બે કારણોસર વખતસરની હાજરી આપતો થયો. તેમાનુ' એક તો વાજીત્રનો શોખ અને બીજુ'—તો એલીસનો દેખાવડો ચેહરો.

એક દીવસે જીન પીકારડે લીપેઝની સાથે વાતચીત કરતા એલીસની વાત ચલાવી અને વૃદ્ધ લીપેઝને તે છોકરાએ સઘળી ખાત્રી આપી કે તે પોતે એલીસને જીગરો જાનથી હમેશ ચાહશે અને તેણીનો પડતો બોલ ઉપાડી લેશે. લીપેઝ તો આ વાત સાભળી ખુશનુદ થઇ ગયો. પહેલા તો એ કે તે હવે ઝાઝા દહાડા કહાડે તેવુ નહી હોવાથી તેણી એલીસ કોઇના આશરામા હોય તો સારૂ એમ તેણે માનયુ અને બીજુ' તો એ કે જીન પીકારડ જેવો સારોલાયક છોકરો એલીસ માટે તેના ધ્યાનમા અતયાર સુધીમા બીજો કોઇ જણાયો નહી જીન પીકારડ કઇ ઘણો દેખાવદો જવાનયો નહી હતો પણ મોશયુર લીપેઝે તેને પોતાના જમાઇ તરીકે કરવા માટે મોટી ખુશી બતાવી કારણ કે તે જોતો અને જાણુતો થયો હતો કે જીન એલીસને જીગરો જાનથી ચાહે એવો છોકરો હતો જીન પોતાનો જમાઇ થશે તે ઉપરથી વરૂધ લીપેઝને જાણે લખ્ખોની દોલત મળશે એવી ખુશાલી ઉપજી અને તે પોતાને એક ગરીબ વાજીત્રકાર કરતા પોતાને એક લખપતી શેઠયો માનવા લાગ્યો જીનનુ માથુ અને ગજ એકજ ઇચછા, એકજ આશા અને માગણી તરફ વળાણુ ધરાવતી હતી અને તે એટલુ જ ખોદા પાસે હરપળે અને હરઘડીએ ઇચ્છતો કે એલીસ તેની ધણીઆણી થાય.

એક સાંજે જીન એલીસને મલીને પોતાના દીલની બધી વાત કહેનાર હતો અને તેથી તે પોતાના માલપરથી ઉતરી નીચે મોશયુર લીપેઝના માલમાં જવાનુ' કરતો હતો તેટલાં તેની નજર નીચેના દાદરપર પડી તે દાદર પર બે જણા પાસે પાસે ઉભા રહીને વાત કરતાં હતાં-જીને તે બે જણાને ઘણાજ ધારી ધારીને જોયા અને જયારે તેમાના એક આકારે બીજા આકરના હાથમા હાથ આપ્યો તયારે તેના ડોળામા ગુસ્સો વ્યાપી રહયો. તે બે કોણુ હતા ?

તેના ભાઇ કમીલે અને એલીસ !!

'શુ' પયારમા હતા ? શુ તેઓએ એકમેકને પરણવાના કોલ આપવા માટે એકમેકના હાથમા હાથ મેળવ્યો હતો ? શુ તેઓ વફાલ, પયાર અને મોહબતની વાતમા ગુ ટાયલા હતા ? એવા એવા અનેક વીચારો જીન પીકારના માથામાથી પવન વગે ઉડતા અને આવતા અને તેથી તેની આખ ગુસ્સાથી લાલ થઇ હતી અને તેનુ દીમાગ અદેખાઇથી ફાટી જતુ હતુ

તેટલામા કેમીલે ઉપર આવયો અને પોતાના ભાઇને સલામ કરી ઓરડામા ગયો તેની પાછળ જીન ગયો અને તેણે કેમીલેને બાજુમાથી પકડી એકદમ ઉભો રાખી પુછયુ

" કેમ ભાઇ કાઇ આપદામા આવી પડેલા જેવા લાગોછ ? આપદા શુ છે તેનુ બીયાનબી કરશો કે નહી ?" અને તેણે પોતાના ભાઇ કેમીલેને ચોકનો જોવાથી ગુસાથી પુછયુ "તમોએ તેણીને કહયુ છે કે તમે કોણ છેઓ કરીને ? અને શુ તેણીએ તમારી સાથે

પરણુવા ના પાડી છેની?"

કેમીલી જે તામસી સ્વભાવનો હતો પણ જે કોઇ કારણસર પોતાના ભાઇના હાથ તળે દબાયલો હતો તેણે ગુસ્સાથી ફુલી આવેલી પોતાની નેસો સાથે લાલચોળ થઇ જઇ પુછયુ.

"તેણી એટલે કોણ? તમારૂં બોલવુ હુ સમજીજ નથી શકતો."

"તમે બોલોછ તે સાચુ નથી–તમે મારૂં બોલવાનુ બરોબર સમજી શકોછ." જીને ખરબચડે સાદે કહયું "પણ જ્યારે તમે નહીં સમજી શકવાના જુઠા ઢોગજ કરોછ ત્યારે તો જાણો કે હુ સાફ, નીરદોશ, ઉંચ-મગજની છોકરી એલીસ માટે ઇસારો કરૂંછ–તેણી તમને ભલાઇ અને નેકીના નમુના તરીકે પીછાનતી હશે કેમ?"

"અને જો તેણી મને નવા તરીકે પીછાનતી હોય તો?" કેમીલીએ પુછયુ

જીને એજ લાંબો દમ ખેંચ્યો અને ધીમેથી પાછળ હઠયો

"તો તો હુ તેણીને તેવા ભુલ ભરેલા વીચારથી મોકલી કરીશ" જીને મકમ અવાજે પોકાર કીધો "તો હું તેણીને એક ઠગના હાથમાથી બચાવીશ"

કેમીલીએ આપરથી ટગર ટગર પોતાના ભાઇના ચેહેરા સામે કેટલોક વખત સુધી જોયા કીધુ અને ત્યાર પછી બોલ્યો

"ત્યારે સુ તમેબી એલીસને ચાહોછ કે?"

"હા, હુ તેણીને ચાહુછ" જીન બોલ્યો, "હુ બી" કરીને તુને બોલવા દેવશ નહીં કારણ કે તુ કાંઇ તેને ચાહતો નથી જો તું તેણીને ચાહતોજ હતે તો તુ તેણીની પાસેથી દુર થને અને તેણીની નજદીક જતે નહી કારણ કે તુ એક ગુનેહગાર——"

"મુગો રહે!" કેમીલીએ બુમ પારી "શું તુ મને પકડાવવા માગેછ!"

જીને એકદમ દોડી પોતાના ભાઇ કેમીલીના ખભાપર માથ મુકયો, તેનો ચેહેરો પોતાની આંખો તરફ બરોબર ફેરવયો અને પછી બોલ્યો.

"તું ધ્રુજેછ, તુ કાંપેછ, અને તારો ચેહેરો સંગેમરમરના પથર જેવો ફીકકો સફેદ થઇ રહયો છે શુ કેમીલી કઇ બીજી ધારતી તુને છે"

એક ચીસ સાથે કેમીલી પોતાના ભાઇના હથમાથી છુટો થયો અને મોટેથી બોલ્યો

તમુને તે સવાલ પુછવાનો શું હક છે?

તમુને જવાબ નહો મળશે. તમોએ જે જાસુસી મારાપર અતયાર તુલીકમા ચલાવી છે તેથી હુ પુરતો ધરાયલો છુ"

એક મીનીટમાં તે પોતાના હાથમાં બેગ લઇને પાછો આવયો. ઉતાવળમા અને ઉતાવળમા તે જવાનુ કરતો હતો તેટલાં જીને તેને અટકાવયો.

"એની મતલબ શું છે? તમે કયાં જાઓછ? તમે કયાં જાઓછ તે વાત મારેથી કાય છુપી રાખો છો?"

એક પળ સુધી બેદીલ થઇ ગયલા સરીર સાથના કેમીલીએ ચુપકીદી અખતયાર કીધી પણુ તે પછી પોતાના ભાઇના પગો નજદીક નીચે પડીને તે રડમસ ચેહેરે બોલ્યો.

"જીન, મારૂ ખરાબ થયુછ, હુ પડી ભાગોચ. મેં પાછો જુગાર રમયો–આવતી કાલે, અરે, આજે રાતેજ મારા શેઠીયાઓ ચોપડા તપાસશે અને——"

"તારૂં કરજ કેટલું થયલુ છે? અને મેં ચોપડામાં ઉથલપાથલ કરીને કેટલા રૂપીઆ ઉચાપત કીધા છે?" જીને પોતાના ભાઈની

મતલબથી ગમગીન થઇ જતાં પુછ્યુ.

"વીસ હજાર ફ્રાંકનુ' કરજ અને ચોપડામાં દશ હજાર ફ્રાંકનો ગોટાળો."

"એ બધુ' જુગારથી થયું ?" જીને સવાલ કીધો.

"હા ભાઇ બધુ જુગારમાં મેં ગુમાવયું." કેમીલીએ જવાબ દીધો "હવે હુ' અહીંથી કેંઠે દુરદરાજ ચાલી જાઉછ. એલીસને છેલ્લી સલામ કરવા હુ' તેણીના પાસે ગયો હતો. તેણી રડતી રડતી મને દાદર આગલ મુકવા આવી હતી અને મારી હાલતપર અફસોસ નાંખીને તેણીએ મને સધીયારો આપીને પોતાનો હાથ શેકહેંડ માટે આપયો હતો" તે ડચકાં ખાતો બોલ્યો "ભાઇ જીન, હુ' આજથી જાઉ છ, હુ મેહનત કરશ જયારેબી ૧૦ હજાર ફ્રાક મારા શેઠીયાઓને પાછા આપવા જેટલો હુ' શકતીવાન થવશ ત્યારે હુ' અત્રે પાછો ફરશ--તે આગમજ તો કદીબી નહી-હરગીજ નહી "

તેજ રાતે કેમીલી ચાલો ગયો અને તે પછીથી તેનો કાઇબી પતો મળી શકયો નહી અને તેને વીશે તેના ભાઇઓએ કશુ બી તેની તરફથી જાણ્યું' કે સાભળયુ નહી"

જીન પોતાની ઉમેદવારી પોતાના ભાઇના ચાલી ગયા પછી તે ત્રીજે દીવસે એલીસને કહી અને એલીસે તેને પોતાની ખુશમદી જાહેર કીધી

તે પછી જીન અને એલીસના લગન થયા અને તેઓ ઘણુા સુખથી રહેવા લાગયા. એવો ધાડો પ્યાર તે ધણી ધણીઆણી વચે બાઝયો કે એક બીજાથી જો એકબી દહાડો તેઓ જુદા પડે તો તેમને તે દહાડો ગુજાર વો બહુજ મુશકેલ થતો વખત જતા વરૂધ મયુઝીશીયન લીપેંઝ મરણ પામયો અને તેની નાની માયાપુ'જી એકમેકપર જીગરો જાનથી કુરબાન થનાર વહાલા ધણી-ધણીઆણીને મલી.

લગભગ ત્રણ વરસ પસાર થઇ ગયા જયાર પછી દેશમા બળવો જાગયો અને તેમાં જીને પોતાનો હીસો આપયો. બળવો બેસાડી દેવામાં આવયો અને બળવાખોરોના આગેવા નોને દેશપાર કરવામાં આવયા. આ દેશપારી ઓમાં જીનબી હતો અને તેનેબી રાજય તર ફથી દેશવટો ભોગવવા માટે સ્ટીમરમા ઉપા-ડી જવામા આવયો

એલીસે પોતાના ધણીથી છુટી પડતા માથે માથાં ફોડી નાંખયા અને સતાવાળાઓને આજીજી કરી કે તેણીના ધણી સાથે તેણીને પોતાનોબી દેશવટો ભોગવવા દેવો, પણ સતા વાળાઓને આજીજ કરી કે તેણીના ધણી સાથે તેણીને પોતાનેબી દેશવટો ભોગવવા દેવો, પણ સતાવાળાઓએ તેણીનુ કહયુ મ નયુ જ નહી

આખરે તેણીનો ધણી તેણીથી છુટો પડયો અને તે દીન પછીથી કોઇબી દીવસે એલી સનો ચેહેરો હસતો દેખાયોજ નહી એલીસ દર રાત્રે રડી રડીને પોતાના ધણીને યાદ કરતી હતી અને તે કયારે પાછો આવે તેની રાહ જોતી હતી. આખરે તેણીએ જાણયુ કે લાબે વખતે દેસપારીઓને સરકારે છુટા-પણુ બક્ષયુ હતુ અને તેઓ આજે આવ નાર હતા એલીસે માની લીધુ કે જરૂરજ પોતાનો વહાલો ભરથાર જીન પીકારડ તે દેશપારીઓમા હશેજ પણ જયારે તેણીએ પોતાના વહાલા ધણીને નહી આવેલો દીઠો તયારે તેણીએ મને મુવેલો ધારયો અને હવે તેણીનુ' જીવવુ' કાઇબી કામનુ નથી

એમ માની લઇ તેણીએ આપઘાત કરી પોતાનો ભોગ આપયો.

* * *

અત્રે તે બાનુની વાત પુરી થઇ અને હું વફાદાર પણ આપઘાત કરવા જેવી હદ સુધીની નાદાન એલીસનો છેલ્લી વખતે ચેહેરો જોઇ લઇ માહરો રીપોર્ટ આપવા સારૂ જવાનો વીચાર કરતો હતો તેટલા ધર ધર કરતુ દાદર ઉપરથી કોઇ ચઢી આવયુ·

"મારી વહાલી એલીસ કયાં છે?" તે આકારે પુગતાને વાર સવાલ નાખયો.

સઉ કોઇ તે મરદના આતુર ચેહેરા તરફ જોવા લાગયા અને ધણાકોના મુખમાથી સવલ નીકળી પડયો

"તમો કોણ છો?"

"હું જીન પીકારડ છુ અને મારી વહાલી એલીસને હુ સદા સુખીની મારે ગળે લગાડવા આવયો છુ-એલીસ કયા છે તે મને જલદી કહેશો?"

સઉ કોઇ જેઓએ તે મરદના ગળામાથી નીકળતો સાદ સાંભળયો તેઓએ અફસોસનો દમ ભરયો તે શખસને તુરતજ એલીસના મુરદા સનમુખ લઇ જવામા આવયો અને જે દેખાવ જોઇ એક બકરાને કાપે તેવો દરદમંદ દીલ કાપી નાખનારો અવાજ તે મરદના જીગરમાથી નીકળયો.

"શું મારી એલીસ મરી ગઇ-આજેજ તે મરી ગઇ—કાય મરી ગઇ—કેમ મરી ગઇ-ઓ બોલો સુના સાવજ જેવાં ના ઉભા રહો-જલદી બોલો મારી એલીસ કેમ મરી ગઇ" તે મરદે પોતાનુ માથુ દાબતા અને બહાર નીકળી આવેલા ડોળા સાથે આવરા બાહવરા બની જઇ સવાલો કીધા

"ગરીબ બીચારી એલીસ," એલીસની પડોશણે ખુલાસો કીધો. જીન પીકારડ, તમો આજે આવનાર હતા, પણ તમોને સ્ટીમરપર એલીસે જોયા નહી—તેણીએ તમુને મુએલા ધારયા અને તેથી તેણીએ આપઘાત કીધો"

"ઓ હું મુઓ." જીને પોતાના કપાળપર મુક્કી મારતાં બુમ પાડી. મારી એલીસ તુ જો કે બીચારી કે મારા ચેહરામાં મોટી હદ સુધીનો ફેરફાર થવા પામયો હતો અને હુ અસલ હતો તેના કરતાં ગળાઅને હાડપીંજર થઇ ગયો હતો હા, તેણીએ તેથીજ મને ઓળખયો—પણ વારૂ એને કયારે આપઘાત કીધો?"

"ફકત એકજ કલાકની આગમજ." પેલી ઓરતે સમજાવયું.

"ઓ-એલીસ-એલીસ! અરે ફકત એકજ કલાકની ઢીલ કાય તે કીધી નહી? અરે એકજ કલાક તુ થોભી ગઇ હતે તો હું તારો જીન તુને આવી મળને—પણ એલીસ! મારા જાન તુ મરી ગેઇછ તોબી હુ તારીજ સાથે છેઉં—

અને ખમ બોલતાંજ તે શખસે એલીસે પીધેલાં ઝેરની બાટલીમાના પ્રવાહીનો બાકી રહેલો ગોટ ગળી લઇ એલીસના શરીરપર નખાવી દીધુ.

બધાઓએ તેને મરતો અટકાવવા માટે પેલી બાટલી પકડવા હાથ લાબો કીધો હતો પણ તેઓ તેને અટકાવી શકે તે આગમજ તો તેની ધાટીમાંથી તે ઝેરી પ્રવાહી નીચે ઉતરી ચુકી હતી

(સમાપ્ત.)

# ખુદાનો કોપ.

## (પારસી સંસારી ટૂંકી વારતા.)

લખનાર—**ભાગળીયા.**

મુંબઇના શેરબજારનો શાહ ગણાતો જાણીતો સાહસીક વેપારી બચ્ચો હીરજી હીરામાણેક પોતાની કોમનાં નવાં વ-સને દહાડે સવારના પ્રવાહમા વાંદરા ખાતે આવેલા પોતાના કુશાદે બંગલામાંના એક ઓરડામાં દાઢી બોડતો આપણી નજરે પડે છે. હીરજી શેઠ ઘણીજ ઉતાવલમા હોવાથી ઝડપ કરવા જતા ચપ દેતો કે ચપકો પડયો અને સાબુના ફીણથી ભરાઇ ગયલો તેમનો ચેહેરો હવે લાલ રંગવા લાગ્યો સહવારનાં ઉઠતાજ શેઠની મીજાસની બાવરી ચસકી ગયલી હતી અને તેમા આ થતાંજ ગુસાની કીટલી નદનજ ફાટી ગઇ.

'જહાનમમા જાવ સબ! આહ—'બારણા આગલ ઉભેલા નોકરને જોઇ શેઠ આઇનો ખાર બાઇપર કાઢવા લાગયા 'કેમરે એઇ ચંડાલ? શુ કહેવા માગેછ? એમ જનાવર ની કાની જોયા શું કરેછ? બોસી મરની?'

શેઠનો માનીતો નોકર પોતાના માથાની સંભાલ લેતો અંદર આવયો, કેમકે કોઇબી ચીજ જલદીથી તેના માથાની મુલાકાત લેશે એવી તેને દરેક વક્કી હતી પણ આજુબાજુ કાઇ ન હેવાથી તે બચી ગયો, જો કે છેડા યલા શેઠનો 'શેવીંગ બોકસ' છુટો મારવાનો હયુ પચુ વીચાર તો થયલો હનોજ

'જરા આ પાઉડર લગાડો, શેઠ—' શેઠનો રંગબેરંગી થતો ચેહેરો જોતા તે નોકર પાઉડરનો દાબડો લેવા દોડયો 'એથી હવડા ચપ દેતુ કે લોહી બંધ થઇ જશે' તેણે ઘણીજ ચાલાકીથી પાઉડર દાબયો અને લોહી નીકલતુ બંધ થયુ કે શેઠને પણ લગાર કરાર થયો 'કોઇ બાઇ આપને મલવા આવેલા છે હોલમા બેસાહેલાં છે'

'જો રે, એઇ સુવર! મારે કોઇને મલવુ નથી જોઇએ તો જેહાનમમા કેમ નહી જાય પણ મારે કોઇનુ માનવુ નથી મારા ખુદા, શુ મારા પોતાના ઘરમા પણ તયારે મને કરાર નહીજ કે? બોલની, ઘઘેડાના કાકા શુ કહી મરેછ? શુ ડેરાગ ઘટાંગની પેકે જોયા કરેછ? શુ મારા ઘરમાબી મને બધા સતાવે કે?'

'કોઇ ભીખારડણ હશે સાબળતા સાભળતા હવે તો કાનમાના કીડા પણ નીકળી ગયા, છતાં એ કમબખતોના રડણ પાટલા પુરા થતા નથી બદબખતોને જયારે હુ ગણકારતો નથી ત્યારે મને કંજુસ, ચોટો, લુચ્ચો, બદમાશ વીગેરે વીશેષણોથી નવાજે છે જેહાનમમા કેમ નહીં બધા જાય પણ મારે એ કોઇને મળવુજ નથી જા, જોઇએ તો કાઇ ઓસ પણ એ લોકોની કાળી સુરત

મને ના બતાવ! લાવ, સરટ ક્યા છે? પેલો કોલર લાવ--લાવ યુ સ્ટુપીડ ગધા' અને તે સાથેજ ધરાર કરની લાત પડી રીંછની પેઠે હવે શેઠે શરટના બટન પોવા માડયાં પણ કોલર બટન આવેજ નહી જોર કરતા હોલ ચીગયો અને અ તે બટન આવ્યુ નોકર બાપડો બારણા આગળ નહાસવાની પેરવી કરતો અકરાતો ઉભો હતો કેમકે આજે કઇ નવુ જુનુ થઇ જવાનુ હતુ, એમ તો શેઠના હુકમ મુજબ તે મળવા આવેલા બાઇને કયારની રૂખસદ આપી દેતે, પણુ વાત એમ હતી કે તેને ઠીક ચેરી મેરી મળી હતી એટલે તે પોતાનુ કામ પાકુ કરવા માગતો હતો શેઠના મીજાસની તેને કયા ખબર ન હતી' એ તો હોય! દાધાબળયા શેઠને ઘડીમા ઘોડ તો ઘડીમા ઘધેડા બની જતા કશી વાર લાગતી ન હતી

'પણ છે તે કરીને, શેઠ,' તેણે ધીમેથી કહયુ કે શેઠે બે ચાર ચાપડી કાઢી આ બાઇ કોઇ માગવા આવેલા હોય તેવા નથી લાગતા ગરીબોના જેવા તે મુદ્દલ દેખાતાજ નથી એ બાચારા રડતા હતા–હજી રડતા બેઠેલા છે, બીચારાથી બોલાતુબી નથી તેઓ કહેછ ક તમને મળવાની તેમને ફરજ છે કેમકે તેમા મોત અને જીદગીનો સવાલ સમાયલો છે.

'કેમ બચ્ચા કાઇ માથુ ધુમેછ શુ?' શેઠે ચીચનાઇને કહયુ તને શાને માટે પગાર મળે છે? સીધુ સીધુ હયા રેહવુ હોય તો બરાબર કામ કર! જા જઇને એ બાઇને હયાથી રૂખસદ આપ તુ સમજ્યો કે?'

'હા બરાબર સમજયોજી,' શેઠ બાજુમાં કાઇ તટોસતા જોઇ તે નોકરે ધભરાટમાં ત્યાથી પોબારા ગણતાં જણાવ્યુ, કેમકે તે જાણતો હતો કે તેનો છેડાયલો શેઠ જે તેના હાથમા આવે છુટ્ટુ મારે તેવો હતો તે હોલમા આયો તો તર્યા પેલા મળવા આવેલા બાઇ ગમખાવર ચેહરે નમોસ થઇને બેઠેલા હતા તેને જોતાજ તે બાપડી ઉભી થઇ પણ તે નોકરે ગભીર ચેહરે ડોકું ધુણાવ્યુ

'બાઇ તમે ઘણેજ કઢગે વખતે આયાછ,' તેણે ધીમેથી જણાવ્યુ. શેઠે હજી ચાહે પણ પીધી નથી અને શહવારમા તેઓ ધુખરાયલા ચાના જેવાજ રહે છે હવડા તો એમને છેડાયજ નહી હુ ઘણોજ દલગીર છુ જોઇએ તો બપોરના આવજો બપોર પછી એમનો લહ્વા ઉતરે છે મે તો તમો માટે મારૂ બનતુ કીધુ પણ એ માને તેવા આસામી નથીતો?

'મારે એમને મળવુજ જોઇએ, તે અબળાએ દીલ પીગલાવનારા ઘણાજ દુખી અવાજે કહયુ 'ખુદા ખાતર કાઇબી કર એક જીદગી બચાવવાનુ તને પુન મળશે ખુદા ખાતર તારા શેઠને જઇને કહે કે એકજ મીનીટ મને મળશે હુ તેમને પગે લાગી અરજ કરૂ છુ'

'ખુદા તને સુખી રાખે તે, તે નોકરે ગીકકુ હસીને જણાવ્યુ તેમ કીધાથી કાઇબી વળે તેમ નથી કાલાવાલાથી પીગલે એવો માણસ મારો શેઠ નથી. પણ હુ તમને એક તાલ બતાઉછ–તમે દશ મીનીટ હયાં થોભશો ને? હુ હવડાજ એમની ચાહે લઇ જાઉછુ દશ મીનીટ પછી એઓ આ બાજુએથી ઉતરશે. જેવા આવે કે તેવા પકડજો. તેમ

થશે એટલે એમનાથી છટકાવાનુ નથી તમે જરા આ પરદા પછવાડે ઉભાં રેહજો કે ઉતરતાં એમની નજર તમારીપર પડે નહી. જરાક હુશીઆરી રાખજો કે તમારૂં કામ થઇ જશે.

'હા, હા,' તે અબળા ગચકાતી ગચકાતી બોલી, 'તારો મોટો ઉપકાર થયો ભાઇ હા, તુ કેહસે તેમ કરીશ કેમકે અગીઆર વાગતા આગમજ મારે એમને મળવું જોઇએ.' તેણી ઝડપથી ત્યાંથી નીકળી તે નોકરના બતાવવા મુજબ પડદા પછવાડે ઉભી. હોલમાં હવે કોઇ નજરે પડતુ નહતુ એક મીનીટ થોભી તે નોકર પોતાના શેઠની આહેની ત્રે લઇ માલપર ગયો.

હીરજી શેઠ જબરો ગણત્રીબાજ વેપારી હતો. શેર સટાથી આલમમા તેનો બોલ સતાધારી સમાન થઇ પડયો હતો. રમકડા સાથે રમતાં બચ્ચાની પેઠે તે લખ્ખો અને કરોડા રૂપયાની રમત રમતો હતો તેની વીખ્યાતી પણ ભારી હતી દેશના રાજાઓ અને મોટા મોટા અધીકારીઓ તેને પોતાના મીત્ર તરીકે ગણતા હતા અને અવાર નવાર તેઓ પોતાના આ 'બસ્ત' ના કલાબાજ બંજાના ફાટાથી ઠીક ખાટના હતા પ્યાલા-માની ખાડ ડહોવતો તે પોતાના વીચારના વમલના ઘોડા યાહોમ ઝોકાવ્યો જતો હતો અને તેમ કરતા તેના દ્રઢ ચેહરાપર અવાર નવાર ફીકકુ હસવુ પ્રગટ થતુ હતુ આહ! આજે ખુશખુશાલ હતો કેમકે ગઈ કાલેજ તેણે પોતાના ઘણાક હરીફોને ધુળ ચાટતા કરી પોતાની કુનેહથી દોલતનો ગાસડો બાધયો હતો અને તે હરીફો પાયામાલીની કોરપર આવી ગયા હતા છ દીવસ સુધી તેણે અથાગ જેહમત ખેચી તાગડાઓ રચ્યા હતા અને ત્યાર પછી જેવો તેને મારવા માગતા હતા તેમનેજ તેણે ધુલમા રગદોલયા હતા લડાઇની અદર પોતાના હમનઝરદોને હાર કરી ખુશાલીમા પ્રફુલ્લીત થયલા સીપાહ બચ્ચાની પેઠે તે આનદી બન્યો હતો, કેમકે પોતાની ફતેહથી તે કેટલુ કમાયો હતો તેનો આકડો ગણતા તેની આખો ખુશાલીમાં ચમકારા મારી રહી હતી. પણ તેના કઠોર હઇયામાં પોતાના હરીફો માટે કશી દયા કે માયા હતીજ નહી. જેઓ તેના સમાગમમા આવતા હતા તેઓ તેને બાપોકાર ઘાતકી અને ખારીલો જાહેર કરતા હતા તેના કામમા દયાનો અશ કે માયાની કશી લાગણી હતીજ નહી તે હદવીનાનો મકમ મનનો હતો અને તેના દીલમા ગોયા પથરે વાસો કીધો હોય તેમ ખુલ્લુ જણાતુ હતુ.

'દયાને માયા એ બધુ હબગ છે' તેની જીદગીનો આ મુદ્રા લેખ હતો 'બાહ! એ દયા ને કરૂપા ધધામા નહી જોઇએ તેમ કીધુ કે મુવાજ છુટા લાગણી રાખી કે તે ભાગેલા વહાણના જેવી હાલતનો થઇ પડે છે ધધામા તે એવી ચીજ હોય? ચાહે દુન્યા જુદ્દુ બકે પણ મારે મનથી તો એવી ચીજ ધધામા જોઇએજ નહી જેમ આગ અને પાની એકત્ર થતા નથી તેમજ ધધામા પણ થવુ જોઇએ' આ તેની દયાહીણ રીત તે પુર છુટથી અમલમા મુકતો હતો. તેનો જીવ જાન દોસ્ત વરીક જો તેના મારગમા આવતાતો સેહેજેબી લાગણી વીના તે તેને ધુલમા રગદોળતો હતો અને પોતાની ફતેહના સાધનો આગલ અને આગલ વધારયાજ જતો હતો

'ગઇ કાલનો દીવસ કાઇ ખરાબ ગયો નથી,' ટેબલપરથી ઉઠી નીચે જવાની તઇયારી

કરતાં તે મનથીજ પટપટયો, 'એ કમબખ્તોને પગભર કરતા હવે જમાનો જોઇશે ને સેવક તે કરતા વધુ સલામત છે. હવે તો જગ હેઠલ નાસ્તો લઇ પેપરો તપાસી જોઉં ભણું અને પછી નહી તો સાજના લગાર ખુદાને યાદ કરી લઇશ' ગાલીચા પાંથરેલી ચાલમાં થઇને તે દાદર આગલ આવયો થોડે દુર તે એક બધ ઓરડા આગલ ઉભો અ'દરથી કશો અવાજ ન આવતો હોવાથી તેણે બારણુ ઉઘાડયુ તેની આખોમા નમરતાનો છાપ છવાયો અને હવે તે ધીમા કદમે દાદર પરથી ઉતરયો

જેવા તે છેલ્લા ફાડયાપર આવ્યો કે પેલી અબલા બહાર નીકલી આવી, ને ઝડપથી બોલવા લાગી તે એકદમ ગુસ્સામા ખચાઇને લગાર પાછળ હઠયો,' તેની નમરતા હવામા ઉડી ગઇ અને તેનો ચહેરો ઘણોજ કડોર થઇ ગયો

આ વખતે હુ કોઇને મળતો નથી બાઇ, તેણે ઘણાજ કડવાસથી કહયુ તમને મોકલી દેવા મે મારા નોકરને ફરમા'યુ હતુ મેહેરબાની કરી પધારો નહી કર—'

'હુ નહી જવાની! તેણી ત્રણીજ ગુસ્સાથી બોલી, હુ જે તમને કહેવા આવી છુ તે કહયા વીના હયાથી એક પગલુ પણ હટીશ નહી. હીરજી શેઠ, ખુદાને ખાતર મને એક પાચ મીનીટ--બે મીનીટ--જોઇએ તો એકજ મીનીટ તમોને ખોલાસાથી કેહવા દેવ તમને સાભળવીજ પડશે નહીં તો પાક પરવરદેગારના કસમથી કહુ છ કે હુ' હયા તમારા પગ આગળ ઝેર પીને મરી જઇશ' તેણીના શબ્દો કાંઇ ખ્યાલી ન હતા. તેણી બોલે તે બજાવે તેમાની હતી વાશકુટના ગજવામા તેણીનો હાથ ગયો કે જયાં એક સીસી ઉપસી આવેલી દેખાતી હતી.

'ભલા એ નાટક ફાટક મને જોઇતો નથી. તેણે કટાળીને કહયુ 'તમે શુ કહેવા માંગોછ? વળી કાંઇ રૂમડી મુકવાની વાત હશે તમારા લોકથી તો બેજાર થઇ ગયો શુ છે? છોકરી પરણાવવી છે કે માટી અશકત થઇ ગયોછ કે ભુખે મરેછ કે—

'શેઠ, હુ એવી કીસમની નથી,' તેણી ઝનુનથી બોલી 'હુ જીવપર આવેલી અબળા છું અને તમે શુ એમ ધારોછ કે જયા સુધી ચોકસ ફરજ પડે નહી ત્યા સુધી એક સ્ત્રી તમારી આગળ પગે પડા કદીબી કાલાવાલા કરે? હુ' ખુદાને હાજર નાજર ગણીને કહુ છુ કે જો તમો મારૂ કેહવુ સાભળસો નહી તો જરૂર હુ હયાં મારો જાન આપીશ'

'એમ કે? ખરેખર તમે તો કોઇ જબરાં છો! ભલા કહેશો વારૂ કે મારેજ ત્યા આવી એમ કરવાનુ કારણ શુ?'

'કારણ જાણુવા માગોછ? કારણ તો સાદુ ને સેહલુ છે જો હયા મરી જાઉ. તો તમે મારા ખુની ગણાઓ, જોકે હુ પોતે મારો જાન લઇશ પણ દુનીયા તમનેજ ખુની ગણશે'

'ધુત, એ વાહીયાત વીચાર તમારા ભેજામાજ રાખો એકદમ હયાથી ચાલી જાઓને ડાકટરને ત્યાથી દવાનો ડોઝ લઇને મજાહના પોઠી જાઓ કે એમ ભેજુ' ચસી જાય નહી. એ તમારા ઉશકેરાયલા ભેજા નો રામબાણુ ઇલાજ છે, સમજ્યાં' તેનો અવાજ કડોર પણ લગાર દયાવ'ત હતો હવે તે તે અબળા તરફ આતુરતાથી જોવા લાગ્યો

તે ઘણીજ ખુબસુરત તો હતીજ નહી.

તેણીનો ચેહરો નીરદોષ અને સેહેજ સામળો પણ દેખાવડો હતો રડતાં તેણીનું નાક તથા આખ સુઝી આવ્યા હતા એટલે તેણી અવતાર એ અવતાર થઇ ગયલી હતી. તેણીની છાતી જોરથી ઉચકાતી હતી તેણીનો પોષાક ઘણોજ એશકી નહી, પણ સાદો અને ખરેજ બંધ બેસ્તો હતો. હીરજી શેઠને ખુબસુરત બઇરા ઘણાજ ગમતા હતાં પણ જરા એવા તેવા ને જોતાજ તેમના નસકોરા ચઢી જતા હતા. આ સ્ત્રીને જોતા તેમનુ નસકોરૂ ચઢયુ ખરૂ, પણ પેલી સીસીવાળી ધમકીથી તેઓ લગાર ડરીયા

'વારૂ,' તેણે ઘુખરાયલે અવાજે કહયુ' 'તમે કહેવા શુ માગોછ? જલદી કરો, નહી કર નોકરો પાસે ધકકા મરાવી તમને બહાર પોલીસના હાથમા તમારૂ પાખડુ' પકડાવી દઇશ ખાલી બકબક કરી નકામો વખત લેતાં ના! વારૂ પણ તમે પોતે કોણ છો?'

'હુ મીસીસ રૂસ્તમ કાળાપેસી છુ,' તેણીએ જવાબ દીધો આશાનુ એક ઝીનુ કીરણ તેણીના ચેહેરાપર પ્રગટ થયુ અને તેણીનો ચેહરો ગુલાબી બની ગયો 'હુ' ધારૂ છ કે મારા નામથી તમોને કાઇ સમજ તો પડશેજ નહી!' તેણે ડોકુ ધુણાવ્યુ અને ચુપ ઉભો રહયો.

'નહી, હુ ધારતી હતીજ નહી, પણ મારા રૂસ્તમ તમોને ઓલખે છે અને હર પળે દરેક બદ દુઆ સાથે તમોને યાદ કરે છે ગઇ કાલે જે એવકુફોને તમારી મજાહ ખાતર તમોએ રમાડી રમાડી ને પાયામાલ કીધા છે તેઓમાંનો એક તેઓ છે શા માટે હુ હયા આવી છુ તે હવે તમે સમજ્યા કેની?'

'બાઇ જો તમારો વર આતશ સાથે ચેડાં કાઢતાં દાઝી ગયો હોય તો તેમાં તેને ઠપકો ઘટે છે, તમે તેમાં મને શુ કહો છો?'

'તમોને શુ કહુ ? તમોને? જ્યા સુધી તમારા ઘાતકી પજામા તે બાપડો સપડાયો નહી ત્યા સુધી તે એક ખરેજ સુધ્ધો જવાન હતો સટ્ટો કરવાનો દીવાનો ખ્યાલ તેમને આવ્યો નહી ત્યા સુધી તેમના મનમા કદીબી બુરી વાસનાઓએ જગ્યા લીધી ન હતી તેમણે પેહેલા પોતાના પઇસામાથી નાનો સટ્ટો કરવા માડયો અને થોડુ ક કમાયા થી તેમનામા હીમત આવી અને તેમણે વધુ આગલ પગલા ભરયા અને તેમા પણ કમાયા આ વખતે તમે તમારી ચડાલ યુકતી સાથે બહાર આવ્યા અને તમારી જાલમા બીજાઓની પેઠે સટો કરવાને તેઓ લલચાયા તેમા હારતા તેઓ હારેલા જુગારીની પેઠે બેવડુ રમવા લાગ્યા પણ વધુ ગુમાવતા ગયા આવી હદે મામલો આવ્યા હતો તેવામા એકે અપારે પોતાને ગયલી ખોટ ભરપાઇ કરી વધુ મેલવવાની એક મોટી લાલચ તેમના હાથમા આવી તેમની પાસે તો હવે અરધી રહી ન હતી પણ પોતે એ કમા કેસયર હોવાથી પઇસાની મોટી રકમ તેમના હાથમા રેહલી હતી, તેથી તેમણે પાકકા પઇસા ઉછીના લીધા અને તે વડે ઉદેપુરની હીગની ખાણવાલા શેરો ખરીદયા. હવે તમે ફીકકા કેમ પડો છો? શુ બન્યુ તે હવે તમે સમજતા હશો!'

'બાઇ, તમારી આખો તમને ઠગતી જણાય છે મને ફીકકું' પડવાનુ કારણ શુ? તમારી વાત ચલાવો, જો કે શુ બન્યુ હશે તો તે હુ સમજી ગયો છુ તેણે ઉદેપુરની ખાણવલા શેરો ખરીદયા ને? હા—હા!

બેસો પેલી ખુરશીપર જરા હુશયાર થઇને પછી બોલો.'

ડચકાંઓથી તેણી ગુ ગળતી હતી. ધીમેથી હુશયાર થઇ તેણી તેની તરફ ટગર ટગર જોવા લાગી.

'શુ બન્યુ' તે તે. તમે જાણો છો દરેક જણુ ધારતુ અને માનતુ' હતુ કે આ શેરોના ભાવો જલદી વધી જવાના હતા મારા રૂસ્તમે જ્યા સુધી ભાવો ગબડવા લાગ્યા ત્યા સુધી શેરો ખરીદ કરયાજ કીધા. ભાવ તો ગબડતાજ ગયા તેમની ખાતરી હતી કે શેરોના ભાવમા જલદી ઉછાળો થયા વીના રેહનાર ન હતો તેમના દલાલ મીત્રો તેમજ શેર બજારના આગેવાનોએ પણુ તેમને તે બાબે ખાત્રી આપી હતી એટલે મકમપણુ વધયુ, પણુ ભાવો તો ગબડતાને ગબડતાજ ગયા કેમકે તમે તમારી જાળ પાથરી હતી ચાલુ ગગડના ભાવો જોઇ હવે રૂસ તડખાયો અને શેરો વેચી નાખવા પ્રયત્ન બાધો પણુ ખરીદે કોણુ? એટલી બધી નીચી હદે ભાવો આવી ગયા હતા કે ફદ યામા દોડ ગરને હીસાબે વેપારીને શેરોના ચીથડા આપવાનો વખત આવ્યો હતો ખરીદદાર કોઇ નહી મળવાથી પાયમાલી વધી ગઇ જો શેરો વેચાયા હોત તો કોઇબી કીસમે બાકીનુ નાણુ એકઠુ કરી ઉછીની લીધેલી રકમ ભરપાઇ કરી દીધી હોત પણુ શેર તો ખાલી ચીથડાને ભાવે પણ બજારમા ઉચકાયા નહી અને હવે--તેણીએ એક મોટુ ડચકુ ખાધુ અને ધસી આવતા આસુઓ અટકાવવા તેણીએ પોતાનો ચેહરો ઢાકયો

'પછી શુ થયુ બાઇ?'

'રૂસ, સદતર પાયમાલ થઇ ગયો છે. જો બે કમાથી ઉપાડેલા પઇસા આજે અગયાર વાગતા સુધીમાં ભરપાઇ ન કરવામાં આવશે તો તેમનુ આવીજ બન્યુ કેમકે બપોરના તેમના ચોપડા તપાસવાના છે કોઇ ધીરતુ પણુ નથી. મારી પાસે જે કાઇ હતુ તે આપતાં પણુ પુરતી રકમ મળતી નથી, અને વળી કોઇ જામીન પણુ રહી શકતુ નથી, એટલે પુરા બાર વાગી જવાના છે. પઇસા ઉચાપત કરવાનુ તહોમત તેમના પર મુકવામા આવશે અને પઇસા નહી ભરાવાથી તેઓ એમને-એક સાધારણુ ચોરની પેઠે કેદમા નાખશે.'

'વાજબી-કેદખાનાને તે બરાબર લાયક છે. મારા વીચાર પ્રમાણે જે માણુસ વીશવાસુ ઓધો ધરાવી પોતાને હસ્તક સોપવામા આવેલી રકમો બરાબર રાખી શકે નહી તે કેદમા પડવોજ જોઇએ આવા બદમાશોમા મજબુત દાખલો બેસાડવોજ જોઇએ. હુ દલગીર છુ કે બાઇ, તમારા ધણીએ લુચ્ચાઇથી નાણુા ઉચાપત કર્યા છે તમે કહોછ તેમ જો તેની આ ફકત ભુલજ હોય તો પણુ તેણે પોતાની ભુલની શીક્ષા જરૂર ખમવીજ જોઇએ આવી ભુલો લઇ ચલાવાયજ નહી.'

તેણી તેને ભખી ખાતી હોય તેમજ ડોળા ધુરકી જોવા લાગી, પણુ તે તો કશીબી દરકાર કરયા વીના ચુપ ઉભો હતો આવા આવા તો સેકડો કારસો તેણે જોયા હતા. જો તે દયાવત હોત તો તે ખાલી દયા પણુ બતાવતે-પણુ ના, તેનું જીગર તો સખ્તમા સખ્ત પથર જેવુ હતું સંગદીલપણે તો તેણે પોતાની દોલત મેળવી હતી એટલે તેને કાઇ બીજાની દરકાર ન હતી

" ત્યારે તમે કાંઇજ કરશો નહીં ? તેણી ખુરશી પરથી અડધી ઉઠતાં આતુર દમે બોલી. તેણે ફક્ત પોતાનું ડોકું ધુણાવ્યું અને તેનો ચેહેરો વધું સખત બન્યો.

' કાંઇજ નહીં બાઇ સાહેબ તમારા પેઠે ' તેરા કુત્તા ઓર મેરી કુહાડી ' જેવી વાતો સાંભળી મેં મારી ગોઠવણો ફેરવી કેની તો થોડા વખતમા મને થાણાની દીવાનશાળાનો રસ્તો પકડવો પડે, તમે સમજ્યા કેની ? મારાથી એ બાબદમા હવે વધુ કાઇજ બની શકે નહીં જે બાબદમાં તમારો ધણી સમજે નહી તે બાબદમાં ફરીથી માથુ મારે નહીં એવી તેને સલાહ આપજો હુ ઇચ્છુ છ, કે તમારી મુંઝવણો જલદી ખતમ થઇ જાય મારાથી તો કાંઇજ બનવાનુ નહીં.

કેદમાં જવાની લયાનત તેઓ કદી સાખવાના નથી ' તેણી બબડી ' હુ પોતે તેમને તેમ કરવા જવા દઇશજ નહી તેઓ કેદમા સાધારણ કેદીની પેઠે જાય તે કરતા મરણ પામે તે ભલા, પણ આ કમનસીબ બાબદનો કલક ! આ કલ ક ! મારા ખુદા ! મારા ગાય જેવા બચ્ચાઓ પર આ શુ સીતમ ! ભય અને ધાસતીમા તેણી દરદરવા લાગી એકાએક તેણી ખુરશી પર તટણખાર બેઠી અને તેણીનો ચેહેરો વીકાળ બની ગયો

' ત્યારે શુ તમે કાઇજ કરવાના નહી ? ' તેણીએ ફરીથી સવાલ કીધો પણ તેણે ખાલી ડોકુ ધુણાવ્યુ

' હુ શ કરૂ ? શુ તમે એમ કેહવા માગો છ કે તમારા ધણીને લાગેલી ખોટના પઇસા મારે ભરપાઇ કરી આપવા ? એટલે શુ મારે તેને ફરી પાછો ગુનાહ કરવાની લાલચમા નાખવો ? નહી બાઇ, માફ કરો કદાચ હુ એમ કરૂં પણ હું તમારા ધણીને ઓલખતો નથી એટલે દીલગીર છું. '

' તમારા પઇસા જહાંનમમાં નાખો તમારા પઇસાને તો હમે અડકયેબી નહીં હમને તમારા પઇસા જોઇતા નથી, પણ ખુદા ખાતર શેરોના ભાવોમાં કાઇ ફેરફાર કરો ! તમે ચાહે તેમ કરી શકશો અસલ ખરીદીના ભાવ પરજ શેરો મુકી અને મારા રૂસને સુધારવાની આ એકજ તક આપો. તમોને પગે લાગુ તમોનેબી બચ્ચા હશે તો કોઇ તરફ નહી ને મારા ગરીબ બચ્ચા ઓ તરફ જુઓ. રૂશી કાઇ બદમાશ નથી. શેરના ભાવો ઉંચ્છલશે એવી તેની સ પુરણ ખાતરી હતી, પણ તમારી નીચ યુક્તીએ શેરોને ગબડાવી નાખ્યા ખુદા ખાતર-કાઇને બી ખાતર દયા-કરો ! હુ તમારી જીદગીભર આભારી થઇશ એટલી દયા કરો-અગેરે ! શુ પથ્થર જેવુ તમારૂ જીગર પીગલતુ જ નથી ' જરા તો ખુદાનો ડર કરો ? ખુદા કયા સુધી આ બધુ સાંખશે ?

મારા ગરીબ બચ્ચાઓ ટલવલતા રખડશે તેમની તરફ તો જરા જુઓ ! ' તેણી ધોધમાર રડતી તેને પગે પડી અને તેને વીનવવા લાગી પણ પથ્થર પર પાણી ! આ દયાજનક દેખાવ થી તે ઘાતકી હઇયાપર કશીબી અસર થઇ નહી એવા એવા તો અનેક દેખાવો તેણે જોયા હતા એટલે તેને કશી પરવા હતી નહી,

' બાઇ, ફાફા શું કરવા મારો છો ? તમારૂં કાઇ વલવાનુ નથી હુ મારી ગોઠવણ કદી ફેરવવાનો નથી આ શેરોના ભાવ જ્યા સુધી મને પસદ પડશે ત્યા સુધી ગગડેલાજ રાખીશ હા ! બધાઓની ટોળી મને હફાવવા આવી હતીને ? વેલ જોઇશુ કે કોણ જીતે છે જ્યા સુધી એ બધા ધુળ ચાટતા થાય નહી ત્યા સુધી

હુ પણ ખરો કે એ શેરોને એવી ગગડેલીજ હાલતમા રાખુ! મારી સામે સરકશી? બધાને પાયમાલ કરૂ નહીં તો હુ મારા બાપનો નહીં! જાવ બાઇ, જાવ! મને ફોકટ સતાવો ના! હુ કાઇબી કરવાનો નથી આ બધા ઢોંગસોગ તમારે ઘર જઇ કરયા કરજો હયાથી એકદમ ચાલી જાવ નહી તો તમને ભારી પડશે.

તેણીનો ચહેરો કદરબીહામણો થઇ ગયો તેણી ઝડપથી ઉઠી અને પોતાની સાડી સફા કીધી તેણીની આંખોમાથી તો ગોયા આતશ ચમકારા મારી રહયો હતો

'તમે કાઇજ કરવાના નહી? ત્યારે તો માગ હડહડતા શ્રાપ તમો અને આ તમારા ઘરપર ઉતરજો ખુદા કરે ને હયાંથી તમને એક મીનીટનુ બી સુખ આ દુનયામા મલે નહી તમારી અતયત જરૂરને વખતેજ તમારા બચ્ચા તમારી સામે રૂઠશે અને તમને હડધુત કરશે! ખુદા કરેને કટોન્ટ વખતે તમારૂ ભેજુ નબળુ પડી જાય અને બીજાઓ પાયમાલ થના બચી જાવ! આજના પવીત્ર દીવસે તમે મને ટળાવતી કાઢો છો પણ મારી આતરડીની હાય તમોને સદા વળગશે ગરીબ હાય કદી ખાલી થતી નથી તો જરૂર તે મહાન કીરતાર તમાગ ધધામા ફરજદમા તમારી—તેણી દમ લેવા થોભી તેણીનો-ઉશકેરાટ જોઇ હીરજી શેઠ પણ ઠઠડી ગયા

'નીકળ એકદમ!' તેણે પોકાર કીધો એકદમ જા, નહીતર ધકકો મરાવી બહાર કાઢીશ તારી એવી સાધારણ વાતની મને પરવા નથી બસ, હયાથી નીકલ!'

'સાધારણ? તુ એને સાધારણ કહે છે? દુખીની હાય લોખડ પીગલાવી નાખે છે તો તારા શા ભાર! ખુદા કરે ને તારૂ નેસ થાય

તેજ પળે તે ભવ્ય મકાનમા અતી ઘણા દુખમા કોઇ બુમ પાડતુ હોય તેવી તીક્ષ્ણ ચીચયારી સભળાઇ ઉપરા-સાપરી વે ચીસો પડવા લાગી અને તે સાંભળતાજ તે ઘાતકી હઇયાના રાખશનો ચેહરો એકદમજ ફીકો મારી ગયો એકાએક ગુગળાતો અવાજ સભળાયો માર પરથી કોઇ ઉઘાડે પગે ધભર ધભર દોડતુ સભળાયુ અને બીજી પળે હીરજી શેઠના ધણીયાણી ભયભીત ચેહરે દોડતા આવી માળપરથીજ અતી ઘણા દુખમા બોલવા લાગ્યા

'હીરા! હીરા! જલદી-ઝડપ-કર-બુચો! બુચો સીક થઇ ગયો છે ડાકટર ઓ કોઇ ડાકટરને બોલાવોરે મારો દીકરો! ઓ, મારો દીકરો—'

એકજ કુદકે હીરજી શેઠ બાજુમા મુકેલા ટેલીફોન તરફ ધસ્યા અને પુર જોરમા ઘેલાની પેઠે નબર જોડવા માગણી કીધી કેમકે શુ થયુ હતુ તે તેઓ સારી પેઠે સમજી ગયા હતા તેમનો લાડકવાયો બેટો-એક પુરી તેમની જીદગીની રોશની-ઘણો માદો હતો ને બચ્ચા પર બને ધણી ધણીયાણીનુ ઘણુજ હેત હતુ કરોડોની દોલતના તે એકલો વારસ હતો તેઓ બનેની ખુશાલી મજાહ ગોયા આખી દુનયા તે ભુલકામા સમાયલી હતી. આખી દૂનીયા સાથે ઘાતકીપણે વરતનો તે દયાહીણ શખસ પોતાના એકપુરાં ફરજંદને અજબ પ્યારથી ચાહતો હતો. જ્યારથી તે બાળક માદુ પડયુ હતુ ત્યારથી આવા આવા ઉપલ્યા ના હુમલાવો તેને થતા હતા ભલા ભલા ડાકટરોની સારવાર થઇ હતી પણ કાઇ વલ્યુ હતુ નહીં આવા અચાનક હુમલાઓમાં એક

દમ ડાકટરી મદદ મેળવવાની ખાસ ચેતવણી આપવામાં આવી હતી.

એ કમબખતોનો નંબર જોતાં કેટલો બધો વીલબ ! કોણ જાણે શુ કરી મરે છે ? આહ ! લે જવાબ આવ્યો

"હલો, જલદી કરો. એકદમ મુજકો નબર ૧૨૮૭ દેદો. ઝડપ કરો જાનવરની પેઠે ખાલી બકયા શુ કરોછ ? હલો ! હલો !! નબર ૧૨૮૭ કે ? હા હા મી૦ હીરજી હીરામાણેક કહ્યુ. ડાકટર માયરને કહે કે એકદમ બગલે આવે, એકદમ સમજ્યો કે ? મારો દીકરો એકદમ બેહાલ થઇ ગયોછ શુ ? શુ ?? ડાકટર માયર ગભીર કેસમા બહાર ગયલા છે તે આવી શકશે નહી ! મારા ખુદા ! હલો એક સેકડ સબર કરો ! ગાઇડ કોણ જાણે કયા પડીછ ! જરા સબર કરો શુ કયા હોય ડાકટરજ હવડા નહી મલે ? હલો, નબર ૧૨૮૩ ! કોણુ ડાકટર દાદીના કે ? નહીજી, ડાકટરહવડાજ પેશનટને ત્યા ગયાછ ! દોડ એકદમ ને ડાકટરને કહે કે એક પલબી ગુમાવ્યા વીના મોટરમા મારે બગલે આવે

'હીરા, હીરા ! બુચા આગલ આવો રે !' વળી પાછી ઉપરથા ગાફેલ જેવી બની ગયલી માતાએ બરાડ પાડી

ઝનુનમા આવી જઇ હીરજી શેઠે ડાકટરને તેડવા માણુસને દોડાવ્યો તેમનુ આખુ મોઢુ પરસેવાથી ગરકાવ થઇ ગયુ હતુ

'દોડતો જા, અને ડાકટરને ખબર કર, બે મીનીટમા જશે તો તને સો–બસો રૂપ્યા આપશ ડાકટરને કહેજે કે યાહોમ મોટરમા આવે પોલીશની દરકાર કરવી નહી હુ બધુ ભોગવી લઇશ

ડાકટર આવેછ કે હીરા ?

'માયરને તો રોકાણુ છે, ગણુ ડાકટર દાદીના પેશનટને ત્યાં ગયલા છે તે માણુસ દોડતુ ગયુ છે હવડા આવશે. તુ કાય હેબત ખાય છ જાનુ

'હુ શુ કરૂં મારો દીકરો–ઓ મારો જાન એનાં વગર હુ શુ કરશ ? ઓ હું તો મારો જાન પટકી નાખશ જો '

અત્યાર સુધી મીસીસ કાળાપેસી ગુપચુપ પડી રહી સઘળુ જોયા કરતી પણ હવે તેણી એકદમ સાવધ થઇ ચાલાક બની માતાને પોતાના બચ્ચાના આ દુખમા કેવુ દુખ થાય છે તેના ખ્યાલે તેણીનો આગલો ગમ ભુલાવી નાખ્યો જે માણુસે તેણીને હડધુત કરી તેણીના કુટુબને બદનામ કરવા વિલબ લગાડયો ન હતો તે માણુસ પર પડતી આવી આફતને કુદરતી શીક્ષા ગણી ઘણી ખુશ થતી હતી પણ તે દુખી માતા તરફ તેણીની દીલસોજી ખેચાઇ તેણી પોતે એક માતા હતી અને તે બાલકને કેવુ દુખ થતુ હશે તેનો તેણીને ખ્યાલ આવ્યો

'બુચો કયા છે ?' તેણીએ સવાલ કીધો

"તમે કોણુ છો ? હીરજી શેઠના ધણીયાણીએ અજાયબીમા પુછયુ અને ફરી પાછી તે દુખી માતા દાદરપર ચઢવા— લાગી

'બહેન મને પોતાને બચા છે મારા લગન આગમજ હુ નર્સ તરીકે કામ કરતી હતી ઝડપ કરો અને મને તમારા બચ્ચા આગળ જવા દો ' અનહદ દુખમા વળી પાછી માર પરથી ચીસપર ચીસ પડવા લાગી અને પાછુ તે બાળક ગુગલાવા લાગ્યુ જરા પણ ઢીલ કર્યા વીના મીસીસ કાલાપેસી બબે કાડીયે માલપર ગઇ અને જાલુ હીરામાણેક તેણીની

અંધકારમાં કાંઈ થતું હતું ખરૂં પણ શું થતું હતું તેની તેને ખબર ન હતી.

તે ફરી પાછો નીચે ઉતરયો અને પાંજરામાં પુરેલા વાઘની પેઠે આમથી તેમ ફરવા લાગ્યો. પા કલાક—અડધો કલાક પસાર થઈ ગયો પણ ડાકટરની કશી ધન નસલ જણાઈ જ નહી ગોયા તેટલા વખતમાં તે જોરેમંદ કમતાકાત બની ગયો અને તેને મનથી તેના બાલો વટીક સફેદ જેવા થઇ ગયા તેનુ દુખ અસહ્ય હતુ એકાએક દુરથી ધસી આવતી મોટરના ભુંગળાનો અવાજ તેના કાન પર અડકયો તેણે હવે છુટકારાનો દમ ખેંચ્યો મોટર એકાએક અટકી કે તેણે બહાર નીકળી દરવાજો ખોલ્યો બીજી પળે જવાન ડાકટર દાદીના પોતાની 'ઇમરજનસી બેગ' સાથે કુદી પડયો, તેના ભભી ખાધેલા ચેહરા તરફ ડાકટરે આતુરતાથી જોયુ

'શુ છે?' ડાક્ટરે સવાલ કીધો એક બોલબી બોલ્યા વીના ટસટસ થતા નળા સાથે તે દુખી બાપે દાદર તરફ આગળી કીધી

ડાકતર ચચાર ફાદયા કુદાવતો ઉપર ધસ્યો અને તે દરદમદ જીગરે વાહ જોતો બેઠો! ખુદા! ખુદા!! કોઇ બુરાને એવો વખત બતાવે નહી! તે ગમખવાર બાપનુ અસહ્ય દુખ જોઇ શકાય તેવુ હતુજ નહીં માળ પરથી કશો અવાજ આવતો ન હતો તેના ફેમાલી ડાકટરની ચેતવણી મુજબ શું ત્યારે આ છેલ્લા હુમલાથી તે બાળક ગુજર પામ્યુ હતુ! મારા ખુદા, તે આ ગમખવાર બનાવનો ખ્યાલ જ કરી શકયો નહી! ડાકટર માયર કાંઇ લોભાગુ હતો નહીં. તેણે ખુલ્લી ચેતવણી આપી હતી કે હવે પછીના હુમલામાં થોડી મીનીટની પણ ડાકતરી સારવારમા ઢીલ થઇ તો તે બચ્ચુ જરૂર મરી જશે

તેથી ઇંતેજારી અનહદ વધી ગઇ હતી, કોઈ તરફથી ખોલાસો મલતો ન હતો તેન ગોયા ગુરાજ ભાંગી ગયા હતા એટલે તે ઉપર પણ જઇ શકતો ન હતો. એકાએક કોઇને દાદર પરથી ઉતરતાં સાંભળી તે લઠડતે પગલે ત્યાં ધસ્યો.

'હીંમત રાખો, હીરજી શેઠ' તે જવાન ડાકટરે દીલાસો દેતાં કહયુ, એમ હીમત શુ. છોડી દેવો છો? તમારૂ બચ્ચુ ખુદાની કરમબક્ષેસથી સારી પેઠે છે મારો તો ફેરો ફોકટજ ગયો છે, કેમકે હુ ઘણો મોડો આવ્યો છુ પણ પેલાં બીજા બાઇ માળ પર કોણ છે? એ બાઇએ તમારા બચ્ચાંની જીદગી બચાવી છે એમ કહેવામાં હુ જગબી ખોટો નથી એક કાબેલ ડાકટરની પેઠે બાઇએ સારવાર કીધી છે હુ તો ખચીતજ હેરત થઇ ગયો પણ બાઇના જણાવ્યા મુજબ એઓએ આગળ નરસ તરીકે કામ કીધુ હતુ અને તેવા આવા ઘણાક કેસો તેણીના હાથ તળે આવી ગયા હતા. હું હીંમતથી કહુછ કે હુ આવો છું છતા એટલી બધી ચાલાકીથી કામ કરી શકતેજ નહીં ખુદાની શુકર કરો કે આ બાઇની તમોને વખતસર મદદ મલી છે. ખરેજ કોઇ પરદુઃખ ભજન નાર છે. ચાલો શેઠ તમે હવે હુશીયારી પકડો. હવે ચીતા રાખવાની જરૂર નથી. તમો નાસ્તો કીધો છે કે? નહીં! જાવ, જાવ, ભલા અને મનહથી નાસતો ખાઓ અને પછી ખુદાના શુકર કરો. ચાલો હુ હવડાં તમારી આગળ આવુ છુ આવા ઓચીંતા ભયબીત બનાવોના ડાકટરે પોતાની લાહેરી ચલાવી પણ હીરજી શેઠે કશા પર ધ્યાન આપ્યુ નહીં, કેમકે તેજ પળે જે ઓરતે

અંધકારમા કાંઈ થતું હતુ ખરૂ પણ શું થતુ હતું તેની તેને ખબર ન હતી

તે ફરી પાછો નીચે ઉતરયો અને પાંજરામા પુરેલા વાઘની પેઠે આમથી તેમ ફરવા લાગ્યો પા કલાક—અડધો કલાક પસાર થઇ ગયો પણ ડાકટરની કશી ધન નસલ જણાઇ જ નહી ગોયા તેટલા વખતમા તે જોરેમદ કમતાકાત બની ગયો અને તેને મનથી તેના બાલો વટીક સફેદ જેવા થઇ ગયા તેનુ દુખ અસહ્ય હતુ એકાએક દુરથી ધસી આવતી મોટરના ભુંગળાનો અવાજ તેના કાન પર અફડયો તેણે હવે છુટકારાનો દમ ખેચ્યો મોટર એકાએક અટકી કે તેણે બહાર નીકળી દરવાજો ખોલ્યો બીજી પળે જવાન ડાકટર દાદીના પોતાની 'ઇમરજનસી બેગ' સાથે કુદી પડયો, તેના ભણી બાવેલા ચેહરા તરફ ડાકટરે આતુરતાથી જોયુ

'શુ છે?' ડાકટરે સવાલ કીધો એક બોલબી બોલ્યા વીના ટસટસ થતા નળા સાથ તે દુખી બાપ દાદર તરફ આગળી કીધી

ડાકતર ચાર ચાર કાદયા કુદાવતો ઉપર ધસ્યો અને તે દરદમદ જીગરે રાહ જોતો બેઠો! ખુદા! ખુદા!! કાઇ ઇન્સાન એવો વખત બતાવે નહી! તે ગમખવાર બાપનુ અસહ્ય દુખ જોઇ શકાય તેવુ હતુજ નહી માળ પરથી કશો અવાજ આવતો ન હતો તેના ફેમાલી ડાકટરની ચેતવણી મુજબ શુ ત્યારે આ છેલ્લા હુમલાથી તે બાળક ગુજર પામ્યુ હતુ' મારા ખુદા, તે આ ગમખવાર બનાવનો ખ્યાલ જ કરી શકયો નહી! ડાકટર માયર કાંઇ લેભાગુ હતો નહી તેણે ખુલ્લી ચેતવણી આપી હતી કે હવે પછીના હુમલામા થોડી મીનીટની પણ ડાકતરી સારવારમા ઢીલ થઇ તો તે બચ્ચુ જરૂર મરી જશે

તેથી ઇન્તેજારી અનહદ વધી ગઇ હતી, કોઇ તરફથી ખોલાસો મળતો ન હતો તેના ગોયા ગુરાજ ભાગી ગયા હતા એટલે તે ઉપર પણ જઇ શકતો ન હતો એકાએક કોઇને દાદર પરથી ઉતરતા સાભળી તે લડડને પગલે ત્યાં ધસ્યો

'હીમત રાખો, હીરજી શેઠ' તે જવાન ડાકટરે દીલાસો દેતા કહ્યુ, એમ હીમત શુ છોડી દેવો છો? તમારૂ બચ્ચુ ખુદાની કરમ બક્ષેસથી સગી પેઠે છે મરે તો ફેરો ફોકટજ ગયો છે, કેમકે હુ થોડો મોડો આવ્યો છુ પણ પેલા બીજન બાઇ માળ પર બેઠા છે એ બાઇએ તમારા બચ્ચાની જીંદગી બચવી છે એમ કહેવામા હુ જરાબી ખોટો નથી એક કાબેલ ડાકટરની પેઠે બાઇએ સારવાર કીધી કે હુ તો ખચીતજ હેરત થઇ ગયો પણ બાઇના જણાવ્યા મુજબ એમણે આગળ નર્સ તરીકે કામ કીધુ હતુ અને તેના આવા લાયક કેસો તેણીના હાથ તળે આવી ગયા હતા હુ હીમતથી કહુછુ કે હુ આવો છુ છતા એટલી બધી ચાલાકીથી કામ કરી શકતેજ નહી ખુદાની શુકર કરો કે આ બાઇ-ની તમોને વખતસર મદદ મળી છે ખરેજ કોઇ પરદુખ ભંજન નાર છે ચાલો શેઠ તમે હવે હુશીયારી પકડો હવે ચીતા રાખવાની જરૂર નથી તમો નાસ્તો કીધો છે કે? નહી! જાવ, જાવ, ભલા અને મગનહથી નાસતો ખાઓ અને પછી ખુદાના શુકર કરો ચાલો હુ હવડા તમારી આગળ આવુ છુ આવા ઓચીતા ભયભીત બનાવોની ડાકટરે પોતાની લાહેરી ચલાવી પણ હીરજી શેઠે કશા પર ધ્યાન આપ્યુ નહી, કેમકે તેજ પળે જે ઓરત

તેના એકપુરા ચેરાગની જીંદગી બચાવી હતી પોતાના અસીહય દુખમા તેનાપર ઝુનાબધ આપોના વરસાદ વરસાવ્યો હતો તે નીચે ઉતરી આવતી હતી તેણીના પગો ધેરીયા રમતા હતા અને હવે પોતાની ભયભીત હાલતના ખ્યાલે તેણીની રાન્ની તાકાત જતી રહી હતી જેમતેમ લહડતે પગલે તેણી દાદરપરથી હેઠળ ઉતરી બાજુમાની એક ખુરશી પર—પછડાઇ પડી

'હયાજ બેસો, બેહેન, તેણે ઝડપથી કહ્યુ, અને જ્યા શુધી હુ પાછો ફરૂ નહી ત્યા સુધી હયાથી ખસતા ના તેણુ એકદમ પોતાની ઝડપી મોટર બોનાવી મગાવી અને મોટર આવતાજ પોતાની ભુખ કે તરસના વીચાર કર્યા વીના તે ઝડપથી ત્યાથી નીકળી ગયો

દુખી જલુના આગ્રહથી મીસીસ કાલા પેસી નારતા પર બેઠી ખરી પણ એક બુકણી ખાઇ સકી નહી જાણે તે ખારાક તેણીને ગુગળાવી મારતો હતો એ એક મીનીટ સુધી રહેજ સાજ ચુથી ચબડી તેણી ઉઠી ગઇ અને તે મને દુખી સ્ત્રી તે બચ્ચાના ઓરડામા જઇ એક બીજાને ખરા જીગરથી વળગી ને બેઠી, મીસીસ કાળાપેસીની કમનસીબ હાલત થી જાલુને ઘણુજ લાગ્યુ એક બીજાને દીલાસો દેતા ને બને ત્યા બેઠા હતા અને તે બચ્ચુ શાન્ત ખુશ નીદમા પડયુ હતુ તેનો હુમલો વખતસર રદ થયો હતો

'મીસીસ કાળા પેસી કયા છે? હીરજી શેઠે પાછા ફરતા સવાલ કીધો અને તેણીને જોતાજ તે આગળ ગયો '

'બેહેન, એકદમ ઉતાવલે તમારા ધણી આગળ જાવ મારી મોટરમા જાવ કાઇ નહી હુજ તમારી સાથે આવુ છુ. ' તેને કહો કે ઉદેપુરવાળા શેરો એકદમ તમે સમજયા કેની ખુદાને ખાતર એક કલાકની પણ ઢીલ કરવા દેશો નહી અગયાર વાગતા આગમજ જો એઓ પોતાના શેરો વેચી નાખશે તો મોહ માગી કીમતે ખરીદનારા તેમને મળી આવશે ચાલો બહેન ચાલો એકદમ '

પોતાના નાસ્તાની દરકાર કર્યા વીના તે શ્રીમન્ત શેઠયો તે આતુર અબળાને પોતાની મોટરમા બેસાડી ઝડપથી લઇ ગયો બને જણા પોતપોતાના વીચારમા મશગુલ હતા પોતાની આ ફેરાફારીથી શુ ખોટ જશે તેની ગણત્રી તે કુનેહબાજ શેઠયો કરતો હતો એક મોટી જેવી દોલત તેણે ગુમાવી હતી, એ તો બેશક નીરવીવાદ હતુ પણ તેની તેને ચીતા લાગતી ન હતી કેમકે તે સ્ત્રીએ તેના એક પુત્ર વારેસને બચાવ્યો હતો અને તેને મનથી તે બહુજ હતુ

હવે વધુની કાઇ જરૂર છે ભલા?

**(સમાપ્ત.)**

## ઢોંગ--સોંગ ચોપાન્યું.

ઢોંગ-સોંગ ચોપાન્યુ મુબઇમા સઉથી સસ્તુ ને સારૂ છે એમ જ્યારે લોકોની ખાત્રી થઇ ત્યારે તેઓ ઘરાક થવાને વિલબ લગાડતા નથી તમેબી ઘરાક થાઓની? એક કારડ લખો કે તમુને પોષ્ટનો સીપાઇ ઢોગ-સોંગ ચોપાન્યુ હાથોહાથ આપી જશે ને એક રૂપ્યો ચઉદ આના લેતો જશે

લખો—મેનેજર ઢોગ-સોગ

ગ્રાંટરોડ--મુબઈ.

ભલા! અમારી ચાહનો ટેસ્ટ તમોએ કરી જોયો છે!
નહી કર્યો હોય તો ઢીલ શામાટે થવી જોઇએ.
દારજીલીંગની ચાહેની નવા માલની પેટીઓના કદરદાન ઘરાકો
માટે (કનશાઇનમેંટ) દર અઠવાડીએ ચાલુજ છે.




જરા સમજો તો ખરાં! ભલી-ભલી ચાહેને વીસરાવે એવી ચાહે અમારા શિવાય ગ્રાંટરોડપર મલવી તમુને જરૂર મુશકેલ પડશે. આ પ્રખ્યાત દુકાન જાણીતી છે અને સારા માલને માટે તે વીખ્યાતી પામેલી છે.

દેશાવરો ખાતે વી. પી. થી મોકલવામાં આવે છે.

**પટેલ બ્રધર્સ.** ચાહ, કોફી, મરચાં ઇ.

૬, મુસબીલડીંગ્સ ગ્રાંટરોડ મુંબઇ.

# મહોબ્બત—

# એક મીઠી દીવાન્યત!

## ટુંકી વાર્તા.

(લખનાર—મશરેક.)

### પ્રકરણ ૧ લું.

### બાપ—બેટી.

"મ્હોબતની ઝંઝીર એક એવી સખત ને જોરાવર સાંકલ છે તેનો નાશ કરવાની હીમ્મત કરવી, એબી એક નાદાની છે." તે મધુર લબોમાથી શીખામણનો વાકય બ્હાર પડયો.

"છોકરી, હુ તારો પીદર છેવુ, ને મે તારા કરતા દુન્યા વધારે જોયલી છે—તો યાદ રાખ કે નાદાન, કમઅકલ, બેધ્યાન, બેખ્યાલ, જુવાન વીખરાયલા આદમીઓના દીમાગે કમમાથીજ એવો ખ્યાલ નીકલી શકે છે" તે પીદરે સખ્ત થઇને કહયુ.

"બાવાજી બાવાજી, તમારો ઝમાનો જુદો હતો આજે ઝમાનો જુદોજ છે 'તેના ઢગ કઇ ઓરજ હતા એના ઢગ કઇ ઓર છે" તે છોકરી બોલી "આહા! મ્હોબ્બત! મ્હોબત! એક મધુરૂ મીઠાસ છે"

"સમજી લે છોકરી, કે હુ આજે છેલ્લીજ વખત તુને કહુછ કે તુને એ જુગારી છોકરા સાથે હુ કદીબી કોઇ કાલેબી કોઇ ઝમાનેબી પરણાવીશ નહીં"

"હા તમેબી સમજી લેઓ બાપ પીદર, કે આજે જમીલા પોતાના વ્હાલા અબદુલ્લા શીવાય કદીબી કોઇ કાલેબી કોઇ ઝમાનેબી કોઇ બીજા સાથે પરણશે નહી!

"છોકરી, છોકરી, તુ જાણેછ કે અબદુલ્લા જુગારી છે. તે બાપે ગરજના કીધી.

"જુગારી છે તો હુ તેને સુધારીશ"

"કદીબી તે સાંભલ્યુ છ કે એક વાસ મારતી ગટર સુધરી શકેછ?

"હા" જમીલા હીમતથી બોલી "ગટરમા સારાં પાણીનો ધોધ છોડો, ને પછી જુઓ કે તે સાફ થયછ કે નહી?"

"ફકટ થોડોજ વખત મગર ગદલું પાણી પાછુ પડતાંજ ગલીચી પયદા થશે.

"હુ સફા પાણી, હમેશ તેની બોરડુમા રહીશ તો ગલીચી કદીબી નહી થશે"

"છોકરી, તુ નાદાન છે તું માથુ ફેરીને મરી જશે તોબી હું અબદુલ્લા સાથે તહારી શાદી કરનાર નથી હવે બોલ તુ શુ કરશે!"

"હુ શુ કરસ!" તેણે નેન ચડાવીને બાપ સામે જોતાં પોકાર કીધો "હું અબદુલ્લાને સમજાવશ, પટાવશ, જુગાર રમવાથી તેને બાઝ લાવશ તેને જુગાર નહી રમવા કહેવશ, મ્હારામાં જેટલી સમજ શકતી હશે તે બધે બધાનો ઉપયોગ કરી દેવશ ને આખર મહારા વ્હાલાને સુધારીને તેને પ્યારથી સુખી કરી હુબી સુખી થવશ"

"છોકરી, તુ આજે નાફરમાન થયછ, તે ઉપરાંત નમકહરામબી થયછ," તે બાપે ગુસ્સાના જુસ્સાથી કહયુ "વીસ વરસ જેટલા

તુને મોટી કરવામાં મ્હારા ઘરનું જેટલુ નમક વપરાયુંછ તે તમામને તું બેશરમ થઇછ—જે દુધ તેં ત્હારી માદરની છાતીમાંથી પીધુંછ તે દુધનેબી તું નમકહરામ નીવડીછ—ઓ બેશરમ ઝમાનાની ઓ બેશરમ જીવતી જાગતી તસવીર! તું ત્હારા બાપથીબી ઉપરવારી થઇને નીમકહરામ થાયછ? ઓ છોકરી, છોકરી, જરાતો ધીઆન રાખ, જરાતો શરમ પકડ, જરા તો દયા રાખ—ઓ નમકહરામ, તુ મ્હારે ત્યાં જનમીજ નહી હતે તો બહેતર થતે"

તે ચાલી ગયો અને તેની બેટી વીચારનાં ઉડા વમાસણમા પડી!

## પ્રકરણ ૨ જું.

### 'નમક હરામ,'

જમીલાનું દીમાગ ફરવા લાગ્યું, જે બતી તેની આંખ સામે મુકેલી હતી તે જાણે ગોલ ગોલ ફરતી તેને લાગી—એક પલ તે બીલકુલજ ગાફેલ બની ગઇ, અબાદા એટલી બધી ગાફેલ કે તે પોતે કયા હતી, શું કરતી હતી ને શું નહી તેનોબી ખ્યાલ થયો નહી, એમ કહોની કે ગોયા તે પોતે પોતાનેજ ભુલી ગઇ હતી, હોશ ફરામોસ થઇ ગઇ હતી!

થોડાક પલ એમ ગાફેલ તે ઉભી રહી, પછી વીજલીનો ઝટકા જેમ વીચાર કરે તેવી અસરથી જાણી ચોકી, તેના આખા તનાયતમાંથી ધ્રુજરાનું એક લખલખું પસાર થયુ, અને એક આહે નાખીને તે બોલી "નમકહરામી"

"હું નમકહરામ?" પાછો તેણે તે સવાલ પોતાને પુછયો અને નમકહરામ શબ્દની મતલબપર ઉડાણથી ફરી એકવાર ગઉર કરી જઇને બોલી "અફસોસ ગઇ કાલ સુધી એજ બાવાજી કહેતા હતા કે હુ તેવણની સઉથી વફાદાર, મીલનસારમાં મીલનસાર, માબાપનો પડતો બોલ ઉચકી લેનારી સઉથી કહયાગરી છોકરી હતી અને આજે?—ઓ પાકા—ખુદા! આજે તેજ તેજ બાપ મ્હને નમકહરામનો એલકાબ આપેછ? ઓ પાક ખુદા! બચાવ એ ઇલજામથી!"

જમીલા બીછાનામા ગઇ ત્યાબી તેના તેજ વીચારથી દગમગતી રહી આખરે તેણે લાંબો ખ્યાલ કરી એક નીસાસો નાંખ્યો અને પછી મક્કમ ઢેડાવથી બોલી "નમક હરામ તો નથીજ હુ મ્હારા બાપને મ્હારા પાક ખુદાથી બીજે નબર ગણુ છ એટલે પાક ખુદા શાહેદ છે કે હુ ન મડારા બાપના નમકની નમકહરામ છેઉ, યા શીરે માદરથી હરામ છેઉં— મગર ઓ મહોબત! હુ તેને તો છોડી શકનાર નથીજ"

અને તે સુતી

## પ્રકરણ ૩ જું.

### "ઓ, અબદુલ્લા!"

જમીલા! નાનપણથીજ પોતાના ગરીબ મીત્રાઇ અબદુલાને ખરા જીગરથી ચાહત શીખી હતી અબદુલ્લાના માબાપ તે નાનો હતો ત્યારથીજ મરણ પામયા હતા અને તે પોતાના કાકાને ત્યા ઉછરી તે મોટો થયો હતો -જમીલાના પીદરે તેને શીખવીને હુશ યાર બનાવ્વો હતો અને મોટો થતાજ તેને સારી નોકરીપર લગાડયો હતો

પેહલા તો જમીલાના પીદર પોતાના એ ભાઇના બચ્ચાને પોતાની છોકરી આપવા માગતા હતા—મગર અબદુલાએ છેલ્લે છેલ્લે જયારે જુગાર -મવા માડયો ત્યારે જમીલા ના પીદર સહેજ બીચકયા, અને જયારે તેના જુગારે તેને કરજદારીમા હોમાવયો ત્યારે તે વણનો વીચાર ફરી ગયો

ઘણી વખત સમજાવ્યા છતાંબી અબ્દુલ્લા કરજ કરીનેબી જુગાર રમવા લાગયો ત્યારે જમીલાના પીદરે પોતાની બેટી એક જુગારીને હાથ આપવાનો વીચાર પાછો ફેર વયો, અને ગઇ કાલે જયારે એક મોટો માંગનાર ઘર બેઠઠાં તકાજો કરતો આવ્યો ત્યારે આઇનો ખાર બાપપર નીકલતાંજ આપણી શરૂઆતમાં ટપપાટપી તે બાપ-બેટી વચે થઇ

જમીલાનો બાપ આજે વધારે સખત થયો. તેણે તુરતજ અબ્દુલ્લાને બોલાવીને ઘરની બહાર કહાડયો અને હવે ફરીથી ઘરમાં નહી આવવાનો અને તેની બેટી સાથે દોસ્તી યા પત્ર નો વહેવારબી નહી રાખવાને સખત હુકમ આપયો.

અબ્દુલ્લા!

તે ગુમરાહ જુગારી ભારી દીલે પોતાના કાકાનુ ઘર છોડી ગયો, અને જતી વખતે તેંના લબપર "જમીલા" નુ નામ ઉચારતો ગયો

અબ્દુલાના ચાલી જવા પછી તો ઉલતી જમીલા દીવાની જેવી બની ગઇ અને ઉઠતાં ને બેસતા, ચાલતાં ને હાલતા તે સખ્સ "ઓ અબ્દુલ્લા! તુ કાહ છે?" નોજ વાકય પોતાના લબોમાથી કહાડતી હતી! તેનો વહાલો અબ્દુલ્લા ખુદાએ પાક કરેને સલામત રહે તે તે જયાબી હોય ત્યાથીબી સલામત આવી પાહોં તેને મલે એમ રાતદીન તે દુઆ ગુઝારતી હતી.

"જમીલા, હવે તુ આવુ ઘેલુ ગાડુ બકવાનુ મુકી દે. ઘડી ઘડી "અબ્દુલ્લા-અબ્દુલ્લા" કરયા કરેચ તે ઘેલી થઇ જશે" જમીલાની નાની બેને જમીલાને એક દહાડે સીવતા સીવતાબી "અબદુલ્લા અબ્દુલ્લા" બોલની સાંભલીને કહયુ.

'મફીના, ખુદાએ પાકને ખાતર તું મહને ના સતાવ હું ઘેલી થઇ જવસ તો હમે મહને પાગલખાનામાં લઇ જજો અને જોઓ તો તેને મહારી પાસે લઈ આવજો-હુ મહારા ઘેલા અવતારમાબી તેનો ચેહરો જોવસ તો ખુશી ને સુખી થવસ.'

અંને એટલુ બોલતાંજ તે ખુબસુરત છોકરીના ગાલપરથી આંસુની ધાર વેહવા માંડી.

વખત વહેતો ગયો, અને અબ્દુલ્લા વગર તે છોકરી દહાડે દહાડે વધારે ને વધારેજ ચકરમપણુ બતાવતી ગઇ

તેનો સખત બાપબી હવે રોજના તેના ચકરમપણામાથી આઝેઝ થઇ ગયો હતો અને પીગલી ગયો હતો તેની બેટીના એવા હાલ થશે એવો જો તેને અગાઉ જરા જેટલોબી ખયાલ આવ્યો હતે તો તેવણે ધારયુ કે તે આ બે વ્હાલાઓને કોઇબી જોખમે એકમેકથી છુટા કાધાજ નહીં હતે.

મગર પાછલો વખત કોણ જાણી શકયુ છ?

## પ્રકરણ ૪ થું.

### મુરાદ હાસલ.

અબદુલ્લાના ગમમા જમીલા દીન બદીન નખાવી ને લેવાતીજ ચાલી, અને તેની ફીકરમા ને ફીકરમાં એક વરસબી પસાર થઇ ગયુ

ચકરમ જમીલાને હકીમની સલ્લાહથી દરીઆવની ચોખી તાજી હવા આપવા માટે તેનો પીદર મહીનામાં આઠથી દશ વખ્ત મછવામા ફેરવવા લઇ જતો—મગર બ્યરથ.

એક દીવસ રાબેતા મુજબ જમીલાને લઇને તેનો પીદર દરીઆવમાં ફરવા ગયો હતો

